૩૭૫૮

# શ્રી ગણેશાયનમઃ

## (મંગલા ચરણ)

### ગીતિ.

ગિરિવર ધરિયો જેણે, રાસવિલાસી છતાં બ્રહ્મચારી;
તે શ્રી કૃષ્ણ કૃપાનિધિ, તવ પદ કમલે રહો મતી મ્હારી.

---

પૂર્વે ભરતખંડમાં સ્વદેશીય ક્ષત્રિય રાજાઓનાં રાજ્ય જયારે પૂર્ણ કળાએ હતાં અને ક્ષત્રીઓ પ્રજાનું પુત્રની પેરે યથાર્થ પાલન કરતા હતા, તેવે સમયે જોધપુર નામના અતિ રમણીય નગરના રાજ્ય સિંહાસનપર અજીતસિંહ કરી મહા ધર્મિષ્ટ રાજા વિરાજતો હતો. તે રાજા પ્રજા પાલનના સર્વ ગુણોથી સંપન્ન અને પરમ ન્યાયી હતો. તેના આવા ગુણોને યોગ્ય, અને પ્રતિવ્રત પાળનારી પદ્માવતી નામની રાજકન્યા સાથે તેણે લગ્ન કીધું હતું. એ પદ્માવતી રાણી જેમ સતી શિરોમણી હતી તેમજ તે અત્યંત સ્વરૂપ અને લાવણ્યનો ભંડાર હતી. તેની પવિત્ર કુખે બે રાજ્યકુંવરોને જન્મ આપ્યો હતો, જેમાંના મોટાનું નામ માનસિંહ અને કનિષ્ટનું નામ અભયસિંહ હતું. એ બંને રાજપુત્રો પણ પોતાના માત પિતાને અનુસરીને રૂપ ગુણોથી પરિપૂર્ણ હતા. તેઓની વય જેમ જેમ વધતી જતી હતી તેમ તેમ તેમનામાં શૌર્ય, નીતિ ન્યાયતુલ્યના પ્રજા

પાલનપણું વગેરે પિતાના જેવા ઉદાર ગુણો પ્રતિદિને વૃદ્ધિંગત થતા જોવામાં આવતા હતા. રાજા પોતે પ્રતિદિને રાજ્ય સભામાં બિરાજતો હતો જેમાં પ્રધાનો. ન્યાયાધીશો, સેનાપતિઓ, કોટવાળો, સામંતો, શુરવીરો, પંડિતો, વગેરે રાજ્ય સભાને યોગ્ય પુરૂષો આવી ભરાતા હતા, તેમની સાથે સંકેત કરી રાજા રાજ્યકારભાર કરતો હતો.

હવે આપણે એકા એક રાજ્ય સભાની ભેટ લીધી પણ રાજ્યનગર જોધપુર તો આપણે હજી જોવાનું રહીજ ગયું, માટે હવે તેની અદભુત શોભા જોઇએ. આ નગર ઘણા મોટા ઘેરાવામાં આવેલું હોવાથી તેમાંની વસનાર પ્રજાના સંરક્ષણને અર્થે શેહેરની ચારે તરફ ફરતો એક ઘણો મજબુત ઉંચો અને સુશોભિત બુરજો વાળો કિલ્લો બાંધેલો હતો. તેને બધા મળી બાર દરવાજા હતા અને તે દરેક દરવાજે પ્રત્યેક પ્રહરે નોબત વાગી રહી હતી. અંદર પ્રવેશ કરીએ તો ઠામ ઠામ સુંદર મેહેલો આસપાસ સુગંધીદાર પૃષ્પો વાળા વૃક્ષોથી શોભી રહેલા છે, જાહેર રસ્તાઓપર સાંજ સવાર પાણીનો છંટકાવ થઇ રહ્યો છે, દુકાનદારો પોત પોતાની એક સરખી બાંધણીની દુકાનોમાં જાત જાતનો માલ ગોઠવી બેઠેલા છે, રસ્તામાં સુંદર ઘોડાની જોડોથી જોતરેલા રથો, ચારકો, બગીચો, શીગરામો વગેરે આમથી તેમ ધમધમાટ ચાલી રહેલા છે, કોઇ શોકીન જુવાનો ઘોડા પર સ્વાર થઇ પોતાના સોબતીયોને સંગે સેહેલ કર-

વા નીકળી પડેલા છે, તેમજ નગરની સુંદરીયો અનેક તરેહના સુશોભિત વસ્રાલંકારોથી ભરપૂર થઇ માંથે પાણીનાં બેહેડાં લઇરમઝમ કરતી ચાલી જાયછે, કોઇ ઠેકાણેથી વિદ્યાર્થીઓ અનેક શાસ્રોનું અધ્યયન કરી રહેલાછે તેનો ધ્વનિ કાનને પવિત્ર કરે છે, કોઇ સ્થળે શિવાલયો તથા વિષ્ણુ મંદિરોમાંથી ઘંટાઓના નાદ મનને આનંદ આપેછે. તથા શેહેરનો વસવાટ ઘણો નિયમિત હોવાથી ચારે વર્ણો પોત પોતાના જથા નિરાળા બાંધીને રહેલીઓછે, તેથી કોઇ કોઇના માર્ગને વિષે રંચપાણ વિરોધ ન આવતાં સર્વ પ્રજા હળીમળીને ર-

[illegible]

વાવ તથા સરોવરો તેમજ પુષ્પ વાટિકાઓ આવી રહેલીછે જેનો ઉપયોગ સર્વે પ્રજા કરે છે, પરંતુ સહુથી સુંદર અને વિશાળ બગીચો જેના મનને આકર્ષે છે તે તો ખાસ રાજકુંવરોને માટેનોજ છે. એમાં દરેક જાતનાં નાનાં તથા મોટાં પુષ્પવૃક્ષો ખુબ છટાથી શોભી રહ્યાંછે જેવાં કે ગુલાબ, જાઇ, જુઇ, ચંપો, ચંપેલી, મોગરો, સેવતી વગેરે પુષ્પિત વૃક્ષો તો મસ્તકને સુગંધીથી તર કરી નાંખે છે. વળી આંબા, આમલી, ચદન, નાળિયેરી, સોપારી, જમરૂકી, નારંગી, સીતાફળી, કેળો વગેરે નાના પ્રકારના ફળવાળાં વૃક્ષોનો પણ પાર નથી, તેઓ વળી આંખને અને મનને આનંદ આપે એવી હારોમાં વાવેલાં છે; તેઓ પર જાત જાતનાં પક્ષીઓ આનંદથી ગાયન કરી રહ્યા છે તેમાં કોયલનો રંગીલો ટહુકો તો ગમે તેવા દુઃખી મા

ણસના મનને પણ શાંત કરી નાંખે છે. વળી બગીચા માં ઠરે ઠર ફુવારાઓમાંથી પાણીની ઝીણી સેરો ખુબ જોરમાં ઊંચી જઇ નીચી પડતાં પાણીનાં છુટાં બુંદ થઇ જાય તેને લેવાને કેટલાંક આનંદી પક્ષીઓ ગુલાંટ ખાતાં ઉડે છે તે દેખાવ મનને સાનંદાશ્ચર્ય આપે છે. બાગમાં ઠામે ઠામ સુગંધી પ્રસરી રહેલી હોવાથી ભ્રમરો ગુંજારવ કરી રહ્યા છે. એવા રમણીય બાગની બરોબર મધ્યમાં રાજપુત્રોને માટે એક સુંદર મેહેલ રચેલો છે જેની શોભા તો વર્ણવી શકાય એવીજ નથી. તે એટલા બધા રાજસી વૈભવોથી ભરપૂર કરી દીધે-
[illegible] ગમે તેવા દુઃખા-
ર્ત મનુષ્યનું અંતઃકરણ આનંદથી ઉભરાઇ જાય! આ સુંદર મેહેલની સામેજ એક વિશાળ સરોવર આવી રહેલું છે. એમાં કમળો તો એટલાં બધાં ખીલી રહેલાં છે કે જાણે આ સરોવરતે કમળની ખાણજ હોયની શું? તેનાપર નાના પ્રકારનાં પક્ષીઓ રૂડા શબ્દોચ્ચાર કરતાં પોતાનો ચારો ચરી રહ્યાં છે. આ સરોવરનું જળ ઘણું સ્વચ્છ અને મિષ્ટ હોવાથી નગરની સુંદરીયો ત્યાંથી પાણી ભરી જાય છે. હમણાં કહેલા સરોવરપરના રંગમેહેલમાં રાજપુત્રો પોતાની જુદીજ કચેરી ભરીને હમેશાં બેસે છે, જેમાં તમામ રાજ્યના કારભારીઓ, સામંતો, પ્રધાનો, તેમજ શેહેરના સદ્ ગૃહસ્થો વગેરેના યુવાન સરખે સરખા પુત્રો ત્યાં એકત્ર થાય છે. તેમની સમક્ષ ગવૈયા, કવિઓ, પંડિતો, વગેરે ગુણીજનો અનેક તરેહની વિદ્યા તથા ગુ-

ણોની ખુબીઓ કરી બતાવે છે તેમજ ભાટ ચારણો વગેરે બંદીજનો ઘણાંક ચાનક દેનારાં ઐતિહાસિક વૃત્તાંતો કહી સંભળાવી રાજનીતિનો માર્ગ બતાવે છે.

આ પ્રસંગોનું સમગ્ર સુખ ભોગવતાં ઘણા દિન વહી ગયા છે. શિયાળાનો દિવસ છે, દહાડો ઘડી ચારેક ચ ડ્યો છે કે જે વેળાએ કીડીથી કુંજર સુધીનાં પશુ અને માખીથી ગરૂડ સુધીનાં પક્ષીઓ તેમજ બાળક યુવાન તથા વૃદ્ધ સ્ત્રી પુરૂષો પોત પોતાના નિર્વાહના અગર પરમાર્થના કાર્યમાં તત્પર થયાં છે ત્યારે માનસિંહ અને અભયસિંહ બંને રાજપુત્રો નિંદ્રા તજી દાતણ પાણી કર્યા પછી સ્નાન અને નિત્ય કર્માદિ ક્રિયા કરી મેહેલના સરોવર ઉપરના દિવાનખાનામાં આવી સુખાસનપર બેઠેલા છે. આ વખતે તેઓના હમેશના સાથીઓમાંનો કોઇ પણ મનુષ્ય તેમની પાસે નથી, પણ ફક્ત તેમના હજુરના ખવાસ તથા નોકર ચાકરોજ કેટલાક છે, જેઓ પોત પોતાના કામકાજમાં આડા અવળા ગુંથાયેલા છે. એટલામાં દીવાનખાનામાં આવી બે ચાકરોએ ચાહા, કાફી, તથા મસાલાનું દૂધ અને કેટલાક ઊંચી પ્રતિનો મદ્ય લાવીને રાજકુંવરોની આગળ ધર્યા. એ જોઇ અભયસિંહે મોટા ભાઇને કહ્યું, "આપણને અત્યારે આ સઘળી વસ્તુઓનો ઉપયોગ લેવો ઉચિત નથી, કારણ કે આપણા રંગીલા સોબતીઓમાંનો એક પણ અત્યારે છે નહીં અને તેઓ વગર એકલ પેટા થઇ આપણે એકલાએજ કસુબો લેવો, એ આપણા ભોભાને લજ્જિત કરે એવું

છે. માટે આપણે થોડી વાર રાહા જોઇ આપણા સો બતીઓ આવશે તેમની સાથે રંગ પાણી લઇ શું."

**સોરઠો.**

મેમાનોને માન, દિલભરિને દીધાં નહીં;
એ મંદિર નહીં મસાણ, સાચું સોરઠિયો ભણે.
કરમાં પેહેરણ કડાં, કર ઉપર કર કરચો નહીં;
ઇ માનવ નહિ પણ મડાં, સાચું સોરઠિયો ભણે.
સફરાં પેહેરે સૂત, ઓઢે પણ આપે નહીં;
તે ગણવા તાબૂત, સાચું સોરઠિયો ભણે.

આથી બંને જણ કસુંબો પીવો મુલતવી રાખી પ્રાતઃકાળનો સુંદર દેખાવ જોવા સારૂ દીવાનખાનામાંથી ઉઠી મેહેલના ઊંચા ઝરૂખાપર જઇ બેઠા. અહીં બેસી તેઓ આસપાસ નજર કરતાં પોતાના બગીચાની, અને સરોવરમાંનાં કમળો સૂર્ય ચહડતો જતો હોવાથી એક પછી એક ખીલતાં હતાં તેની શોભા જોવામાં તલ્લીન થયા.

હવે રાજપુત્રોને અહીં રેહેવા દઇ આપણે શેહેરના નગર શેઠના ઘર તરફ જઇએ. નગર શેઠ હીરા શાહનું ઘર શેહેરના મધ્ય ભાગમાંના સુંદર ચોકપર આવેલુંછે. ઘરની આસપાસ એક મોટો વાડો છે તેમાં એક નાજુક બગીચો બનાવેલો હોવાથી ઘરના મોખરાની શોભા ઘણી રમ્ય દેખાય છે. નગર શેઠ અને વળી રાજ્યમાં માનીતા એટલે તેમના દબાદબાનું તો પૂછવુંજ શું! વાડાનો દરવાજો મુકીને આગળ જઇએ તો પેરેગીરો આમથી તેમ રવાબમાં પેરો ભર્યા કરે છે; બા-

રણાની પગથીપર જાત જાતનાં ફુલ છોડનાં કુંડાં ગોઠવી મુકેલાંછે; ઘરના ચાકર પોકરો આમ તેમ ધમધમાટથી કામકાજે દોડ્યા કરે છે. ઘર અતિ વિશાળ અને સાત માળનું ઊંચું છે માટે છેક ઉપર નજર કરતાં દરેક દીવાન ખાનાની બારીપર બારી તથા ઝરૂખાપર ઝરૂખા ઝોકી રહ્યા છે; તે તથા તેમાં મેનાં, પોપટ, ચંડોલ વગેરે જાત જાતનાં સુંદર શબ્દવાળાં પક્ષીઓનાં રંગબેરંગી પાંજરા લટકાવી દીધેલાંછે, તે ઘણીજ શોભા આપેછે. હીરાશાહની વય વૃદ્ધ થયેલી છે, પરંતુ શરીરે નિરોગી અને સર્વે વાતે સુખી હોવાથી ઉમર વર્તી શકાતી નથી. તેમને એકજ એક ને ઘણીજ રૂપવંતી પુત્રી છે, જેનું નામ ઝીણા પદ્મિની છે; શેઠની સર્વ સંતતિમાં એ બાઇ નાની અને બહુ સુલક્ષણી હોવાથી માત પિતાને અતિ પ્રિય છે. એ બાઇ છેક સાતમે માળે પોતાની સખિઓ સાથે હમેશાં આનંદમાં દિવસો નિર્ગમન કરે છે.

એક દિવસે ઝીણા પદ્મિની પોતાનાં માત પિતા તથા ઘરના બીજા માણસો સાથે ભોજન કરીને ઊપર આવી સાહેલીઓની મધ્યમાં બેઠેલાં છે, સખિઓ જુદી જુદી આનંદની વાતો કરતી પાનનાં બીડાં કરી આપે છે, એટલામાં એક સાહેલી બોલી, "પ્યારી બેહેન ઝીણા, તમે આવડાં મોટાં થઇને કદી આપણું શેહેર તો જોયુંજ નહીં; નથી બજાર જોઇ કે નથી પણિયારે આવ્યાં. મોટા ઘરમાં જન્મ થયો એટલે તમે તો બંધીખાનેજ પડ્યાં કે શું? એક દિવસે ચાલો તો

આપણે સાથે પાણી ભરવા જઇએ." એ સાંભળી ઝીણા પદ્મિની બોલી, "હા બેહેન, તેં કહ્યું તે ખરૂં; મેં અત્યાર સુધીમાં કદી ઘરબહાર પગ મૂક્યો નથી અને મને શેહેરની રચના જોવાની ઘણી ઉત્કંઠા છે પરંતુ આપણે મોટા ઘરનાં ફરજંદથી કેમ ફરી જવાય? પણ જો મને માતુશ્રી રજા આપશે તો કાલે આપણે સહુ સાથે પાણીએ જઇશું." બીજે દિવસે પોતાની માની શીખ લીધા પછી સરવે સખિઓને સંગે લઇ ઝીણા પદ્મિની માથે બેહેડું મૂકી પાણી ભરવાને ચાલ્યાં. ઝીણા અત્યંત રૂપવતી અને પદ્મિની જાતિની સ્રી હોવાથી તે વગર શણગારેજ અંધારે પ્રકાશી રેહે એવી છે છતાં તેણે આ વેળાએ સોળે શ્રૃંગાર સજયા છે, હસ્તિનીના જેવી ગતિથી સર્વ સખિઓના ટોળામાં હાસ્ય વિલાસ કરતી ચાલી જાય છે તે વખતના તેના લાવણ્યનું વર્ણન ઘણુંજ મોહક છે. આમ ચાલતાં ચાલતાં સહુ સહિયરોનું જુથ્થ રાજકુંવરોના બગીચાવાળા સરોવર તરફ આવે છે. ઝીણા આજે નવી સવી બાહેર નીકળી છે માટે તેને કશી ખબર નથી તેથી તેણીએ રાજકુંવરોની બેઠક તરફને કિનારે જઇ પાણી ભરવા માંડયું.

હવે રાજપુત્રોને તો આપણે મેહેલના ઝરૂખા ઉપર બેઠેલા જોયાજ છે. ઝીણા પદ્મિનીને આવતી જોઇ તેણીની લાવણ્યતા તથા હસ્તિનીના જેવી ચાલથી રાજકુંવર માનસિંહ તો ચકિત થઇ ગયો. તેણે પદ્મિ

ની ભણી એકે ટકે ખૂબ જોવાથી વિહ્વલ થઇ નાના ભાઇને કહ્યું, " પ્યારા અભયસિંહ, જો તો ખરો ! શું ઇશ્વરની ખુબી ! ધન્ય છે એની લીલાને કે જેની સૃષ્ટિમાં આવાં રત્ને પેદા થાય છે ! " આ વેળાએ અભયસિંહનું ચિત્ત બીજી બાજુએ હતું તેથી મોટાભાઇનું આ બોલવું સાંભળીને એકાએક તે આશ્ચર્યવાન થઇ બોલ્યો, " શું ભાઇજીએ શું કહો છો ? "

માનસિંહે કહ્યું, " અહીં જો તો ખરો, પેલી સ્ત્રી કેવી રૂપવંતી છે ! અહો ! તેની આંખ ગમે તેવા સૂરવીરના હૃદયને તીક્ષ્ણ બાણ રૂપ થઇ છેદી નાંખે એવીછે ! એનું મુખ પૂર્ણિમાના ચન્દ્રની પેરે દીપી રહ્યું છે ! એહેનું હૃદય સ્થલ પુરૂષના મનને સહજમાં દ્રવિત કરી નાંખે એવું છે ! આહા ! એહેના સખિયો પ્રત્યેના વિનોદિત સ્વર કોકિલાને પણ લજાવે તેવો છે ! જાણે ઈંદ્રની મેનકા નામની અપ્સરા સખિગણો સહિત અત્રે ઉતરી આવી હોય તેમ તેણી આ સુંદર સરોવરના તટને શોભાવી રહીછે ! "

આ સાંભળી નહાનો ભાઇ ખિન્ન વદને બોલ્યો, મોહોટાભાઇ, આજે "તમારા સ્વભાવમાં હું ઘણો ફેરફાર થયેલો જોઉંછું; કારણ કે તમારા જેવાં શીલસંપન્ન પુરૂષના મ્હોંમાંથી પરસ્ત્રી પ્રશંસાના અનુચિત શબ્દો નીકળે એ નહી બનવા જેવું છે. આજે તમારા નિત્યના સદગુણ મય સ્વભાવમાં ફેર પડેલો જોઇ આ પણી સ્થિતિમાં પણ કોઇ પ્રકારનો નહિચિંતવેલો ફેર ફાર થાય એમ મને લાગેછે વિદ્વાન પુરૂષોએ કહે

લું છેકે:— "વિનાશકાળે વિપરીત બુદ્ધિઃ॥ (જ્યારે વિનાશકાળ પાસે આવે ત્યારે અવળી મતિ ઉત્પન્ન થાય) એટલા માટે રૈયત તો આપણા અર્થાત્ રાજ્યકુલનાં મનુષ્યોને પુત્ર સમાન ગણવી જોઇએ; તેથી ઉલટું તમારૂં પરસ્ત્રીનાં વખાણ રૂપ વાક્યોતો આપણા પિતા અજીતસિંહ રાઠોડ જેવા રાજાધીરાજના પદને લાંછન લગાડે એવું છે."

અભયસિંહનું ઉપર પ્રમાણેનું બોલવું સાંભળી મોટો ભાઈ મનમાં જરાક લજ્જિત થઇ મુંગો રહ્યો પરંતુ પણ પદ્મિનીનું મનોહર રૂપ તેના અંતઃકરણમાં નિવાશ કરી રહેલું હોવાથી માનસિંહ, તેણી સરોવરના કીનારાપર પાણી ભરતી હતી ત્યાં એક નજરે જોઇ રહ્યો.

### દોહરો

ચુંબક એંચે લોહને પંકજ ભ્રમરપ્રકાશ,
નારી નર નયના હરે, નિજ નયનાની પાસ.
ચિત્ત ચકોર તણું હરે, ચંદ્ર રહી આકાશ,
નારી નર નયનાં હરે, નિજ નયનોની પાસ.

નારી સ્વરૂપના આવા અદ્ભુત ગુણને લીધે માનસિંહનું ધયાન ઘણુંજ એકાગ્ર થઇ તે સરોવરપરની રમણી તરફ લાગી રહ્યું છે ને જે કોઇ પ્રકારે પાછું ફરતું નથી, એથી ફરી તેનાજ આવેશમાં તે નાના ભાઈ પ્રત્યે બોલ્યો, "અરે ભાઇ અભયસિંહ! હું તને વારંવાર શું કહું? મેં આવી રંભારૂપ સ્ત્રી જન્મ ધરીને કોઇ સ્થળે પણ જોઇ ન હોતી તો પછી

આ ઠેકાણે તો ક્યાંથીજ જોઇ હોય! માટે આ સ્ત્રી અહીંઆં આજ આવેલી છે તેથી આપણે તેની પ રીક્ષા જોઇએ કે જેવું એનું અવર્ણનીય સૌંદર્ય છે તે વું શાહાણ પણ તેનામાં છે કે નહીં. અને ત્યારેજ એહેને માલમ પડે કે રાજકુંવરો મેહેલમાં બેઠા છે." આ સાંભળી અભયસિંહ બોલ્યો, "મોટા ભાઇ પર-સ્ત્રીનું સૌંદર્ય અને શાહાણપણ શા કાંમનું! એને તો ગુણવાન્ પુરૂષો પરાપૂર્વથી સદા ધિક્કારતાજ આવ્યા છે. અને તેટલા માટે તમે મારૂં વાર્યું કરોતો બહુ સારૂં. એ વાતનો છેહ લેવાથી આપણા શાહાણપણને બટ્ટો લાગશે એટલુંજ નહિ પણ આપણી ગરીબ પ્ર જાનેએ સાંભળી ઘણું માઠું લાગશે." માનસિંહ બોલ્યો કે, "મારે રૈયત સામે તો કડવી નજર કર વી નથીજ, પણ માત્ર હાસ્યવિનોદથી તમાસો જોવો છે." આ પ્રમાણે બંને ભાઇઓ ઝરૂખામાં બેઠા બે-ઠા વાત કરેછે એટલામાં સરોવરની સર્વ પનિહા રીયો પાણીનાં બેહેડાં માથે લઇ જુથ્થ થઇ નગર ત રફ ચાલવા માંડી. ઝીણાએ પણ બેહેડું માથે લીધું ને ચાલવા માંડ્યું, પણ પોતે શરીરે અતિ કોમળ અ ને મોટા ઘરનું છોરૂ એટલે કોઇ દિવસ એક શેર ભાર પણ માથે ઉપાડવાની જરૂર પડેલી નહીં તેથી બેહડાના ભારને લીધે પોતાની સાહેલીયોથી તેણી કે ટલીક પાછળ રહી ગઇ. સાહેલીઓ ઘણે દુર ચાલી જશે એમ ધારી જરા ઉતાવળી ચાલવા માંડી એટલા માં ઇશ્વરી ઇચ્છાથી તેના પગમાંનું ઝાંઝર નીકળી

પડ્યું એટલે તેને પાછું પગે પેહેરવા માટે ઉભી રેહે વાથી પોતાની સખિયોના સાથથી તે ઘણી પાછળ પડી ગઇ. આ વખતે સૂર્ય નારાયણનાં સંપૂર્ણ કિર ણો તેણીના આખા શરીરપર પડતાં હતાં તેમનું ત થા તેના વસ્ત્રાલંકારો સહિત સૌંદર્ય મય શરીરનું તેજ એ કાકાર થઇ રહ્યું હતું. તે જોઇને રાજપુત્ર માનસિંહ તો દિવાના જેવો બની રહ્યો! પછી તે નાનાભાઇ પ્ર ત્યે ફરીથી કહેવા લાગ્યો, "અરે અભયસિંહ, આવી સ્ત્રી ફરીફરીને અહીં આવશે નહિ માટે આપણે એ હેને કંઇક સમશ્યા તો કરવીજ જોઇએ; નહિ તો આપણી હામ આપણા મનમાંજ રહી જશે." રાજ પુત્ર અભયસિંહ આથી કંટાળી જઇ બોલ્યો, આપ મારા વડા બાંધવછો તેથી મારા શિરના છત્રરૂપ છો માટે આપને હું કંઇ કહી શકતો નથી. પણ ટુંકામાં એટલુંજ કે, કેમે કરી આ વાતને તમે જતી કરો." પણ રાજપુત્ર માનસિંહ તેના બોલવા પર કશું લક્ષ નદેતાં તાનમાંજ બોલ્યો, "બસ હવે તું બસ કર તું હજી બાળકવયમાંછે માટે તને એવી રસિકતા સંબંધી જ્ઞાન ક્યાંથી હોય." વળી તે ફરીને બોલ્યો, હું કંઇ તારૂ વાર્યું કર્યા જોગ નથી. ગાદીનો ધણી તો હું છો, તું મને શું શિખામણ દઇશ? એપ્રમાણે અભયસિંહને તુચ્છકારી કાઢી પોતાની લીધેલી હઠને સ્વાધીન થઇ માનસિંહે પોતાના હાથમાં કમાન લીધી, ને તેમાં સીસાની ગો ળી ભરાવી પદ્મિનીની ગાગર પર તાકીને મારી. ગોળીના મારથી ગાગરને છિદ્ર પડ્યું, અને તેમાથી ધી

એથીમે પાણી વહી જવા લાગ્યું. તેણે કરીને ઝીણા એ પેહેરેલું અમુલ્ય સાળુ ભીંજવા માંડ્યું. આ જોઇ માનસિંહે અભયસિંહને કહ્યું કે, "આતો આપણા ધારયા પ્રમાણે કીધું, પણ હવે તે આપણે પાડેલુંછિદ્ર આપણેજ હાથે બંધ થાય ત્યારેજ આપાણી ચતુરાઇ માટે હવે એટલું કામ તું કર." અભયસિંહે તે સ્ત્રીસામુ હજી સુધી જોયું નહોતું ને નીચે મોઢેજ મોટા ભાઇની સાથે વિવાદ કરી રહયો હતો, પણ વડા ભાઇએ ગાગરનું કાણુંપુરવાનો હુકમ કીધો. એકતો વડીલ ભાઇ અને વળી ગાદીનો વારશ એટલે તેનું કહ્યું કરવુંજ પડે માટે અભયસિંહે કમાન લઇ ગોળી ચઢાવી પણ કમાનતાણીને પદ્મિનીના સામુ જોયછે એટલામાંજ તેના તેજને લીધે તે અંજાઇ ગયો, તેથી ગોળીના ઘાથી સાંધ બરોબર ન પુરાતાં થોડુંક છિદ્ર રહી ગયું. તેમાંથી ઝીણી ઝીણી પાણીની ધારા વેહેતી રહી એટલે તરતજ ઝીણાને પોતાનો સાળુ ભીંજાયલો માલમ પડયો. તેણીએ લાગલું પાછળ વળી ઉંચું જોયુંતો ઝરૂખાપર બેઠેલા રાજપુત્રો તેની દૃષ્ટિએ પડયા. આથી તે જાણી ગઇ કે જરૂર મારે માથે કંઇ કાવતરૂ થયું. આ બનાવને લીધે તેણી ગભરાઇ એટલે પોતાની સાહેલીઓ અને પોતાના વચ્ચેનો અંતર હતો તે બમણો થયો. આથી તેણે પોતાના મનમાં એવો વિચાર કીધો કે, આજે આટલું થયું તો કાલે વધારે થવાનો સંભવ છે અને વળી આટલીજ રખે વાત જો કોઇના જાણવામાં આવીતો મારૂ ડહાપણ ધુળમાં

મળી જશે. તેમજ મારા પિતાના કુળને હીણપટ લાગ્શે અને આખરે કોઇ દીવસ મારી લજ્જા જશે, માટે હું તો મારા પ્રાણને મૃત્યુને અર્પણ કરીશ. મારૂ જીવીત આ સંસારમાં કંઇ કામનું નથી.

દુહો.

લાજ રખે તો જીવ રખ, લજ વણ જીવ ન રખ;
કવિ ગત કેહે કિરતારકું, દોનું ભેલી રખ.

(આચારણોનો દુહો છે.)

આવા અફસોસમાં ઝીણા ઘેર આવી, તો પોતાની માતુશ્રી ઘરના દિવાનખાનામાં બેઠેલી છે. પાણીનું બેહેડું ઘરમાં ઉતારો પોતાની મા પાસે ન જતાં ઝીણા લાગલીજ પોતાના દીવાનખાનામાં ગઇ અને મનમાંના આક્રોષને ન દબાવી શકાયાથી પેટીમાંનું વિખ એક કટોરામાં કાઢી ઘોળીને પીવા માટે તૈયાર કર્યું. વિખ પીવા માટે કટોરો હાથમાં લઈ રૂદન કરતી તે બોલી,—

"ઓછે કૂખે અવતરી પાપ તણો નહિ પાર;
અણખૂટે મરવું હવે, લેખ લખ્યા કિરતાર."

આવા અંદેશામાં ઝીણા બેઠીછે એવામાં તેની માએ વિચાર કીધો કે, આજે ઝીણા સોળે શણગાર સજીને સાહેલીઓ સાથે આનંદથી પાણી ભરવા ગઇ હતી, પણ તે પાણી ભરીને આવી તે વખતે જતી વખતના જેવી આનંદી દેખાઇ નહીં પણ ઉલટી ઘણીજ દિલગીર માલમ પડી તેનું કારણ શું હશે? કોઇ સાહેલી સાથે વિખવાદ થયો, કે કોઇએ કશુકન કહ્યો, કે

કેમ થયું તે હું એને પૂછું તો ખરી. એવા વિચારથી શેઠાણી ઝીણાના દિવાનખાનામાં આવ્યાં ને જુએ છે તો તેના હાથમાં વિષનો પ્યાલો તેમની દષ્ટિએ પડ્યો ! આ જોઇ શેઠાણી અજાયબી પામી ઝીણાને ઘણીજ આતુરતા સાથે પૂછવા માંડ્યાં, "અરે બેટા, આ શું છે ? આપને નિષ્કલંક કુળને તું કેમ હીણપત લગાડે છે ? ને શા કારણથી તું આત્મઘાત જેવું અઘોર કૃત્ય કરવા બેઠી છે ? તુને શું દુઃખ છે ? તુને કોઇએ અપમાન આપ્યું છે કે કંઇ હલકા શબ્દો કહ્યાં છે ? બેટા, જે કોઇએ તારી સાથે કોઇ પ્રકારની હલકાઇ વાપરી હોય તેની જીભ ખેંચાવી નાંખું, માટે મને તારૂં શંકટ કહે તો ખરી?"

એ સભાંળી ઝીણાએ ગદગદિત સાદે કહ્યું, " મારી માયાળુ માતુશ્રી મને કારણ પૂછવામાં કે બચાવવામાં તમારી લાજ રહે તેમ નથી. માત્ર એટલુંજ કે, તમારા પવિત્ર કુળને ડાઘ લગાડનાર હીનભાગિણીજ હું અવતરી. જેથી મારે આ સંસારમાં જીવવાનું કંઇ કારણ નથી." શેઠાણી બોલ્યાં, "એટલું બધું શું છે ? બેટી, તને જે કંઇ સંકટ પ્રાપ્ત થયું હોયતે મને ખરે ખર કહીદે, નહિ તો તને માતૃ આજ્ઞા તોડ્યાનું પાપ લાગશે, ને તેથી તારા ડાહાપણને ખામી લાગશે." આ પ્રમાણે શેઠાણીએ અત્યાગ્રહ કીધાથી ઝીણા ઠસકાં ખાતી કઠકે કઠકે બોલી, "મારાં દયાળુ માતુશ્રી, હું તમને શું કહું, જેના તરફથી મને સંકટ પ્રાપ્ત થયું છે તેના સામે આપણું કશું ચાલે તે-

મ નથી; અને તેથી કરીને મિથ્યા લોક વાણીએ ન-ચડતાં મને આ રસ્તોજ ઠીક લાગે છે." ફરી તેણી જરા સાવધ થઇ રાજ કુંવરો પ્રત્યેના ગુસ્સાના ઉ-ભરાટમાં બોલી, "રાજાએ પોતાની પ્રજા પ્રત્યેય વર્ત્ત-વું જોઇએ તે રીતથી આપણો રાજા ધર્મિષ્ટ કહેવા-તો છતાં વર્ત્તતો નથી એમ અનુમાન કરવું પડેછે; કારણ કે પુત્રો પિતાના જેવા ગુણો કે અવગુણોથી ભરપૂર હોય એવો શાધારણ સંસારી નિયમ છે, અને તેથી કરીને આપણો રાજા ઉન્મત્ત સ્વભાવ વા-ળો હોવો જોઇએ, કેમકે તેના દુષ્ટ કુંવરોએજ આજ મને આ વ્યથાને માર્ગે પહોંચાડી છે. માતુશ્રી, એ રાજકુંવરો, કે જેઓ સરોવર પરના મેહેલના ઝરૂખામાં બેઠા હતા તેઓ એ મારી પાણીની ગાગર પર નિ શાન તાકી ગોળી મારી અને તેથી મારી ગાગર ફુટતાં પાણી વહી જવા માડ્યું, એટલામાં બીજી ગોળી મારીને તે બંધ કીધું. આ બનાવ જોઇ હું બહુ ગભરાઇ અને સાસભેર અહીં આવી પંહોંચી. માજી, આજે તેઓએ આટલું કીધું તો ફરી તે દુષ્ટોને આ કરતાં વધારે હીણું અને ઉન્માદ ભરેલુ કામ કરતાં શી વાર? માટે મારીલાજ મારી સાથેજ રાખીને સાની નજરેથી એકે પેરે દુર થવુ તેજ ભલું, નહીંતો મારી લાજ રેહેનાર નથી; એમ જાણી હું આ આખરનો ઉપાય અમલમાં લેવા બેઠી છોં. માટે મને સુખેથી મારૂં ધાર્યું કરવા દો." આટલું બોલી હાથમાંનું વિષપાત્ર મોંઢે માંડવા જાયછે, એટલામાં

તેની માએ તે ઝડપી લઇ તેમાંનું વિષ ઢોળી નાંખ્યું, અને તેને તે પ્રમાણે આત્મઘાત કરી અમૂલ્ય આત્માનો સહેજવારમાં નાશ કરતી અટકાવવા માટે ઘણીક તરેહના સોગન દીધા. તેમજ તેમ ન કરવા માટે સખત બંદોબસ્ત કીધો. વળી તેણીને સમજાવી કે, "બેટી, તું શાને માટે ડરે છે? આપણે નગર શેઠ છૈએ અને આપણી પાસે ધન દોલત જોઇએ તેટલી છે; તેમજ આખા જોધપુરનું તો શું પણ તેનાં પરગણાંનું સર્વ માહાજન આપણા કબજામાં છે. માટે જો આપણ ધારીશું તો રાજાની વિરૂદ્ધ થઇ તેનું આખું રાજ્ય ઉજ્જડ કરાવી દઇશું." આ પ્રમાણે બીજા ઘણા દિલાસા દઇ શેઠાણી ત્યાંથી ઉઠ્યાં, અને તુર્તજ જ્યાં નગર શેઠ બેઠા હતા, ત્યાં જઇ આ સર્વ વૃત્તાંતથી તેમને જાણીતા કીધા. શેઠને ઘણુંજ માઠું લાગ્યું, તેથી તુર્તજ તેમણે સઘળું માહાજન એકઠું કરી ઉપલી સર્વ બિના તેમના આગળ કહી સંભળાવી. તે ઉપરાંત કહ્યું કે, "આજે અમને તો કાલે તમને. સૌ માહાજનની આબરૂતો ભેગી છે, માટે આપણે હવે આ શેહેરમાં રેહેવું યોગ્ય નથી." એ પ્રમાણેનો ઠરાવ કરી સૌ લોકો બીજે દિવશેર્જ પરોઢિયામાં પોત પોતાના સરસામાન ગાડામાં ભરી તૈયાર થયા, અને ઉચાળો ભરી ચાલવા માંડ્યું. હજુ સુધી પ્રાતઃકાળ થયો નહોતો એટલે શેહેરના દરવાજા બંધ હતા, માટે માહાજન સઘળું પોળ આગલ આવી અટક્યું. દરવાનને દરવાજા ઉઘાડ

વા કહ્યું તો તે બોલ્યો કે, "આ વખતે દરવાજો કેમ ઉઘડાય ? તમે સૌ માહાજન ભેળા થઇ આ ટાણે કયાં જાઓ છો ?" એ સાંભળી સાહુકારો બોલ્યા કે, "તારે તેબાબત પૂછવાની કંઇ જરૂર નથી. માત્ર અમને વખત થાય છે માટે જલદીથી દરવાજા ખુલ્લા કર. અમે તો આ નગર છોડીને જઇએ છીએ." આથી દરવાન આશ્ચર્ય ચકિત થઇ બોલ્યો, "એમ હોયતો હું દરવાજાઉઘાડતો નથી. તમારે ઉઘડાવવાજ હોયતો ખુદ રાજાની રજા લઇ આવો." માહાજન કહેકે જો રાજાને ગરજ હશેતો પૂછવાને આવશે. અમારે એવા અનીતિવાન રાજાના રાજ્યમાં વસવાની જરૂર નથી." પોળિયાએ માહાજનને વિનંતી કરી કહ્યું, "તમે સર્વે કૃપા કરી થોડી વાર ઉભા રહો; હું રાજાનેજ અહીં બોલાવી લાવું છું, અથવા તો તેની રજા લઇ આવું છું." એમ કહી તે દોડતોજ રાજાના દરબારમાં ગયો. એ વેળાએ રાજા નિંદ્રાવશ હોવાથી ત્યાં આગળ દરવાનથી જવાય નહીં માટે તેણે દેવડી પરના પેરેગીરને કહ્યું. પેરેગીરે આ સમાચાર, ખુદ રાજાનો ખવાસ કે જે આ વખતે રાજાને વાયુ ઢોળતો હતો તેને જાહેર કર્યા. ખવાશે રાજાને તરતજ ઉઠાડયો અને કહ્યું, "રાજાધિરાજ, આપણા નગરનો દ્વારપાળ, આપને કંઇ જરૂરની હકીકત કેહેવા માટે દેવડી પર ઉભો છે." આ સાંભળી રાજા તુરતજ દેવડી આગળ આવ્યો, ને દરવાનને બોલાવી પૂછયું, "કેમરે, શું કેહેવા માગેછે"? પોળિયો રાજાને દંડવત પ્રણા-

મ કરી બોલ્યો, "ધર્મ ધુરંધર, રાજાધિરાજ, આ વખતે આપણા નગરના માહાજન લોક એકત્ર થઇ પોતપોતાના ઉચાળા ભરીને શેહેર દરવાજે આવી ઉભા છે. તેઓએ મને દરવાજો ઉઘાડવાનું કહેતાં મેં ઉત્તર આપ્યો કે, મને રાજાજીનો હુકમ નથી, માટે હું આ વખતે દરવાજો ઉઘાડી શકનાર નથી. પછી તે સૌને ત્યાંઆગળ ઊભા રાખી આપને એ સર્વ વાત જાહેર કરવા હું અહીં હજુરમાં આવ્યો છોં, માટે જેમ હજુરની આજ્ઞા હોય તેમ કરવા તૈયાર છોં." એ સાંભળી રાજા વિચારમાં પડયો, અને પોળિયાને કહ્યું કે, "તું જા પણ મારા આવ્યા પેહેલાં દરવાજા ઉઘાડીશ નહીં." હવે પાછળથી પોતાના બેચાર ખાસ હજુરીયાઓને સાથે લઇ રાજા તુરતજ ઘોડેસ્વાર થઇ ત્યાં જઇ પહોંચ્યો. પછવાડેથી જેમ જેમ જાણ થતું ગયું તેમ તેમ બીજા અમીર ઉમરાવો દોડાદોડ કરી આવવા લાગ્યા. એમ કરતાં સઘળી દરબાર પોળ આગળજ ભરાઇ ગઇ! રાજાજીને ત્યાં પહોંચતાં વારસઘળા લોકોએ નીચેવળી પ્રણામ કરયા. રાજા મહાજનને જોઇને બોલ્યો, "અરે! મારી પુત્ર સમાન પ્રજા આ વખતે મારા શેહેરમાંથી એકત્ર થઇ ચાલી જાય છે તેનું કારણ શું? શું મારા શેહેરમાં તમોને ધંધો રોજગાર નથી મળતો? કે શું કંઇ ચોર ચખાર કે એવા બીજા લુચ્ચા હરામીઓનો ઉપદ્રવ છે? કે મારી પોતાની તરફથી કિંવા મારાં કુટુંબ તરફથી તમને કોઇ સંતાપક થઇ પડયું? શું? એ પ્રમાણે રાજા બોલવા છતાં

આખા મહાજનમાંથી કોઇ પણ મનુષ્યે પ્રત્યુત્તર ન આપ વાથી રાજાએ ફરી કહ્યું, "તમારે જવું હોયતો ભલે, પણ મા રા તરફથી તમને શેહેર છોડવાનું શું કારણ બન્યું છે, તે યથાર્થ મને જણાવી પછી બેલાશક જાઓ." લોકો બોલ્યા, "ગો બ્રાહ્મણ પ્રતિપાળ રાજાધિરાજ, આપના રાજ્યમાં અમને કોઇ પણ જાતનું દુઃખ નથી. અમો સર્વ વાતે સુખી છીએ, પણ માત્ર અમારાં અન્નોદક તમારા શેહેરમાંથી ઉઠ્યાં છે તેથીજ જઇએ છીએ." રાજા બોલ્યો, "એ કંઇ માનવા જોગ કારણ કહેવાય નહીં. માટે એ સઘળી ગલત વાત છોડી દઇ જે ખરૂ કારણ હોય તેજ દર્શાવી દો." આવી રિક ઝિક થાયછે એટલામાં બે ચાર બટક બોલા હતા, તે એકદમ બોલી ઉ ઠયા, "રાજાજી સાહેબ, એ લોકો તો શરમમાં રહી નાહક ગભરાવા ગળેછે; પણ અમે તો સાચા બોલા છૈએ, તેથી ખરે ખરૂં બોલ્યાવગર રેહેવાતું નથી, માટે કૃપા કરી અમારૂં સાંભળશો." એમ કહી, શેહેર છોડી જવાનું સઘળુ કારણ રાજાને અથ ઇતિ કહી સંભળાવ્યું, ને પછી છેલ્લે કહ્યું, "મહારાજ આજે નગર શેઠના ઘરની લાજ લીધી તો કાલે અ- મારી વહુ દીકરીની લાજ લેવાશે." આટલુંજ સાંભળતાંજ રાજાતો અત્યંત કોપાયમાન થઇ ગયો; ગુસ્સાને લીધે આંખ્યો લાલ થઇ ગઇને મોં અતિ વિકરાળ થયું. તેમજ આખા શરીરપર લાલી આવી ને રૂંવાડાં ખડાં થઇ રહ્યા! આવા આવેશમાંજ રાજા બોલ્યો, "હાંરે! કોઇ છે? જાઓરે, મારા

દુષ્ટ અને રાજ્ય નીતિને તોડનાર અપરાધી કુંવરોને એકદમ દેશવટો આપો ! વળી તેમને કહો કે, બાર વર્સ પર્યંત વિદેશમાં રહી પછી અહીં આવવું હોયતો આવજો; ત્યાં સુધી તમારાં કલંકીત મોંઢાં મને દેખાડશો નહીં." કુંવરો જાતે ગુણવાન છે તેમજ સર્વને ઘણા વહાલા છે. રાજાએ પોતે ગુસ્સાના આવેશમાં હુકમ તો કરયો, પણ કોઇ ચાકર તેના આ હુકમને ઉડાવવાને ચાલી નીકળ્યો નહીં. સૌ માહાજન લોકનાં મોંઢાં ઉતરી ગયાં. સૌ મનમાં વિચાર કરવા લાગ્યા કે અરે, આપણે પોતાના શિર છત્ર રાજાને વારસ વગરનો કીધો. રાજા પોતે તો હવે વૃદ્ધ થયો છે, માટે તેના રાજ્યસિંહાસનપર રાજકુંવર વગર કોણ બિરાજશે ! એ પ્રમાણે અમીર ઉમરાવ તથા સીપાઇ અને ખવાસ લોક સુદ્ધાં આ હુકમ સાંભળી સ્તબ્ધ બની રહ્યા. માહાજન સઘળું રાજાને કાલા વાલા કરી આવો કઠિણ હુકમ ફેરવવા ઉમેદવાર થઇ રહ્યું. પણ રાજાનેતો ક્ષણ ક્ષણે ક્રોધ વધારે ચડવા માંડયો, ને ફરી તે બોલ્યો, "કેમરે, કોઇ સાંભળતું નથી કે ? રે, હું શું ઘાસ કાપું છું કે ? જાઓ જલદી કરો, અને મારા હુકમને અમલમાં લાવો. જ્યાં સુધી કુંવરોને દેશ નિકાલ થશે નહિં, ત્યાં સુધી મારે અન્ન જળ તેમજ અમલ કસુંબો પણ લેવો હરામ છે." હવે રાજાને વારે ઘડીએ કસુંબા પાણી વગર ચાલતું નથી, અને તેમાં વળી સવારમાં ઉઠ્યા ત્યારથી બિલકુલ અમલ લીધું નથી, તેથી જીવ

તાલા વેલી પર આવી રહ્યો છે. આટલું છતાં કુંવરોને રાજાનો હુકમ સંભળાવવા જવા માટે કોઇ તૈયાર થયુ નહીં એટલે, તો રાજા ઘણોજ ક્રોધાયમાન થઇ મ્યાનમાંથી ખડગ કાઢી બોલ્યો, "રે, મારૂં કહ્યું કોઇ નહિ માનશે તો આ વિજળીના પળકારાની પેઠે ચમકતી તરવારથી બંને કુંવરોનો શિરચ્છેદ મારે હાથેજ કરીને પછી કસુંબો પીશ."

આવો રાજાનો હદબહારનો ક્રોધ જોઇને સો થરથરી ગયું, ને પછી તેના હજુરીચાઓમાંથી ચંદુ મિયાં ને પજુ મિયાં નામના બે બહાદુર માણસો ઉઠી જવાને તૈયાર થયા. તેઓને પ્રધાને ભલામણ કરી કે, "જાઓ ભાઈ, કુંવરો જીવતા રહેશે તો કોઇ પણ દિવશે તેમનાં સુકોમળ મુખડાં જોવા વખત પરમેશ્વર લાવશે. આપણા રાજાજી હઠીલા છે તેથી તેઓ કુંવરોનો મિથ્યા ઘાત કર્યા વગર રહેશે નહીં. માટે જલદી જાઓ અને તેમનો આ હુકમથી રાજપુત્રોને જાણીતા કરો.' એ સાંભળી એ બંને હજુરીયાઓ તુરત ચાલી નીકળ્યા. હરકોઇ સારા સમાચાર લઇને જવું હોય ત્યારે તો જનાર માણસના મનમાં તે સમાચાર સામા મનુષ્યને કેહેવા માટેનો મોટો ઉમંગ હોયછે; પણ આતો તે કરતાં ઉલટુંજ હતું, એટલે તે બંને જણા, દરબારમાં જયાં રાજપુત્રોને દાસ દાસીઓ સોનાના બાજઠપર બેસાડી સ્નાન કરાવતાં હતાં; ત્યાં જઇ ગમગીની ભરેલે ચેહેરે કંઇ પણ બોલી નહી શકવાથી ઉભા રહ્યા. પરં-

તુ આ વેળાએ તેમને પેહેલાં બોલવાની કંઇ જરૂર રહી નહીં; કેમકે રાજ પુત્ર માનસિંહની દૃષ્ટિ તેમના પર પડવાથી તે ગાભરો બની ગયો, અને તરતજ તેમને પૂછ્યું, "કેમ ભાઇ, આજે સવારમાંજ પિતાજીને અમારૂં શું કામ પડયું છે? જો તેવું જરૂરનું કાંમ હોયતો અમે પછો નાહીશું, માટે જે હોયતે અમને કહી દો." આ સાંભળી હજુરીયાઓ ગળગળા થઇ ગયા, અને બોલવાનો યત્ન કર્યા છતાં પણ કુંવરો પ્રત્યે તેમનાથી બોલાયું નહીં. તેમની આંખોમાંથી આંસુ પડતાં જોઇને ફરી માનસિંહે પુછયું. "ભાઇ છે શું? જે હોયતે બેલાશક કહો; જરા પણ અંદેશો રાખતા નહીં." ત્યારે જરા કઠણ હૃદય કરી તેઓ બોલ્યા, "કુંવરજી સાહેબ, શું કરીએ કહેવાય એવું નથી, તેમ કહ્યા વિના ચાલે તેમ પણ નથી. અમારા કર્મના ભોગજ અમે સમજીએ છીએ. કેમકે આ પાપી પેટ પછવાડે પડયું છે, તેને લીધેજ શોક જનક પ્રપંચોમાં પડવું પડે છે." એમ કહી રાજાનો હુકમ તેઓને જાહેર કીધો. આ સાંભળીને માનસિંહતો કલાહીનજ થઇ ગયો; ને કંઇ પણ ઉત્તર આપી શકયો નહીં; ત્યારે અભયસિંહ તેના સામું જોઇ બોલ્યો, "કેમ ભાઇ, કાલે તો તમો મને તિરસ્કાર કરી કહેતા હતા કે લીધેલી રઢ મૂકીશ નહીં. અને આજે આટલા વિચારમાં શાને પડ્યા છો? આ શું ક્ષત્રિ પુત્રનો ધર્મ કે? બસ હવે કંઇ પણ શોચ કે વિચાર કરવાની જરૂર

નથી; કારણ કે પરસ્ત્રી રૂપ તોફાની મોજા વાળા મહા સમુદ્રમાં તમારી દૃષ્ટિ રૂપ નાના સરખા નાવડામાં બેસી ઝોંકાવી દીધું છે, તો તેમાંથી પાર ઉતરવું મુસ્કેલજ છે. માટે લીધેલી વાત મૂકવી નહીં, એ તમારા બોલને હવે કેમ ઢીલો મુકીદા છો? જુઓકે,–

**કવિત્ત મનહર**

પહિલે બિચારી બોલ બોલિયે સુજાન નર,
બોલે પિછે કબહુ ન ફિર બદલાઇયે;
બદલ ગયેસેં જાય બાત મહાપંડિત્તકી,
ગઇ બાત આબરૂસો ફિર કહાં પાઇયે.
કરીયે ન પ્રીત કાહુ નર ઓર નારી સંગ,
કબુ કરદીની તબ ફિર ન તુડાઇયે;
તૂટી પ્રીત જોડની હો જાત હૈ કઠિન અતિ,
જેસે તૂટયો કાચ મોતી વાકું કાં સંધાઇયે.

માટે હોય! રજપૂતબચ્ચા છીએ તો દેશવટો પણ ભોગવીયે. પિતાના રાજયમાં આપણને ઘણુંએ સુખ છે; પરંતુ એ કરતાં પણ જો વિદેશમાં જઇ આપણે પોતાનાજ પુરૂષાતનથી કંઇ પરાક્રમ કરી બતાવીએ ત્યારેજ આપણા જીવિતને ધન્ય છે. નહિં તો શું ?" આવા પ્રકારનો કાયરતા મૂકાવી દે એવો સદુપદેશ અભયસિંહે કરયો તે સાંભળી તરતજ માનસિંહનો જોસ્સો જાગૃત થયો. અને સ્નાન ઝટપટ કરી લઇ બંને ભાઇ પોશાક પેહેરી અનેક તરેહનાં શસ્ત્ર તથા અસ્ત્ર સજી પોતાની માતુશ્રીને મળવા ગયા. માએ પ્રાતઃકાળમાંજ પોતાના લાડકવાયા બંને કુવરોને

વસ્ત્રશસ્ત્રાસ્ત્ર સજેલા જોઇ અચરજ પામી પૂછ્યું, "કેમ દીકરા! આ ટાણે શીદ પધારો છો?" કુંવરોએ સર્વે હકીકત પોતાની માને વિદિત કરી. એ સાંભળતાં વારજ તેણે તો અત્યંત વિલાપ કરવા માંડ્યો. પણ તેથી શું વળે! પછી તેણે તરત કારભારીઓને પોતાની સમક્ષમાં બોલાવ્યા, અને તેમને ઘણી તરેહથી સમજાવીને કહ્યું, "તમો રાજ્યના કારભારી છો, એટલે આખા રાજ્યનો ભાર તમને છે, માટે આ મારા ફુલડાં જેવા કોમળ કુંવરોને દેશવટો દેવાનો રાજાનો દુરાગ્રહ કોઇ પણ રીતે સમજાવીને છોડાવી દો. કુંવરો બાળક છે, અને કદી તેમનાથી એકવાર ભૂલ થઇ ગઇ તો તે ક્ષમા કરવી જોઇએ." એ વગેરે ઘણીક તરેહથી રાજાને સમજાવવાના પ્રકારો કહ્યા, ઉપરાંત રાણીજીતો, કારભારીઓ જો રાજાને વારે તો તેમને શિરપાવ આપવાને તૈયાર થયાં. તેઓ બોલ્યાં, "જો કોઇ મારા કુંવરોને રખાવી આપે તો તેને મોં માગ્યા દામ ગામ ને ગરાસ આપું." ઇનામની લાલચે કારભારીઓ હામભીડીને ગયા તો ખરા, પણ રાજાના મ્હોં સામું જુએ તો તે ઘણો તપી ગયો છે; તેના મોંઢામાં તો વાતજ એ છે કે—"કેમ કુંવરો શેહેર બહાર નિકળ્યા?" કારભારીઓને તો આ સાંભળીને કંઇ પણ બોલવાની હિંમત ચાલી નહીં. એથી તેમાંના એક બેએ રાણીને આવીને કહ્યું, "બાઇ સાહેબ, એમાંનું હવે કંઇ વળનાર નથી. વધારે રિકઝિક કરવાથી રાજા ક્રોધાવેશમાં વખતે તે-

ઓનો ઘાત કરશે; માટે એ કરતાં વિદેશે જઇ જીવ-
તા રહેશે તો કોઇ પણ દિવસે તેમનો મેળાપ થશે.
તેથી હવે તેમને વધારે ખોટી નહિં કરતાં વિદાય
કરીદો." ત્યારે રાણીએ કુંવરોને પુષ્કળ ઝવેરાત
અને સોનામોહોરો તેમના નિર્વાહને માટે આપીને
તેમને વિદાય કરયા. તેઓ બંને ઘોડેસ્વાર થઇ રાજા
જે પોળે ઉભો હતો તે છોડી બીજી પોળેથી વિદાય થયા.

ઢોલો રે મેગળ છંડિયોને, ઊંટે ભરયારે ભંડાર;
જીવીશું તોરે આવશું, નહિંતો નરવર કોટ જવાર.
ઘોડે ચડીરે કુંવર ચાલિયા, અને તજીયા નિજદરબાર;
જીવીશું તોરે આવશું, નહિંતો નરવર કોટ જવાર.
મોળી છંડીરે પરભાતમાં, અને દિવસ ચડયો ઘડી ચાર,
જીવીશું તોરે આવશું, નહિંતો નરવર કોટ જવાર.
માતા ઢાળોરે મત આંસુડાં, અમને લાગેછે દુઃખ અપાર;
જીવીશું તોરે આવશું, નહિંતો નરવર કોટ જવાર.
પોળેથી રાણીપાછાં વળ્યાં અને કુંવરે ખેડયારે તોખાર;
જીવીશું તોરે આવશું, નહિંતો નરવર કોટ જવાર.

એમ પ્રમાણે કુંવરોતો દેશવટો લઇ નીકળી પડયા
છે. રાણી કુંવરોને વિદાય આપી પાછી મેહેલમાં
આવી વિલાપ કરે છે. એટલે રાજાને ખબર પડી કે
કુંવરો દેશવટે ગયા, તેથી તેણે પોતાની પ્રતિજ્ઞા પ-
ળી જાણી તુરત કસુંબા પીધા, અને પછી મહાજન
લોકો પ્રત્યે બોલ્યો, "તમારે કુંવરોની વાહારે જવું
હોયતો પોળ ખુલ્લી છે. તમારે જોઇએતો શેહેરમાં
રહો, અને જોઇએતો ઉચાળા ભરી ચાલ્યા જાઓ. મેં

તમારૂં કારણ જાણીને અપરાધીઓને શિક્ષા કીધીછે એટલે મને કશી બીક નથી. પણ કુંવરોએ સ્ત્રીજાતની મશ્કરી કરીને મારા કુળને લજાવ્યું, રાઠોડવંશની મર્યાદા લોપી તથા ક્ષત્રી વટ ખોયું તેમજ રાજતેજને શામતા લગાડી માટેજ મેં તેઓને યથાન્યાય શિક્ષા કીધી છે " આ સાંભળી આખા શેહેરનું મહાજન વિનંતી સાથે રાજાની નિતીનાં વખાણ કરી તેને દરબાર તરફ વળાવી સૌ શૌનાં ઘર પ્રત્યે ગયું.

હવે આપણે તેઓની સાથે નિસબત નથી. પણ પેલા બિચારા ઉછરતા લોહીના સકોમલ અને કીશોર વયના રાજપુત્રો કેણી ગમ અને કેવી અવસ્થામાં ગમન કરતા હશે, અગર તેમની કેવી સ્થિતિથઇ હશે તે જોઇએ. તેઓ તો જ્યારથી નગર છોડી નિકળ્યા ત્યારથી કોઇ પણ સ્થળે ન થોભતાં ચાલ્યા જાયછે. ચાલતાં ચાલતાં એક દિવસ ગયો, બે દહાડા થયા, ત્રણ દિન થયા, પણ જરાએ વિસામો લેતા નથી. એમ દડમજલ કાપતાં લગભગ બાર પંદર દિવસ થયા. ત્યારે પોતાના બાપના રાજ્યની હદ ઓળંગીને એક મોટા અરણ્યમાં પેઠા. ચાલ્યા ચાલ્યા જાયછે એવામાં સાંજ પડવાનો વખત થયો. બે ઘડી દિવસ બાકી રહ્યો એટલે અભયસિંહે માનસિંહને કહ્યું, "ભાઇજી, આપણે તો છેકજ વગડામાં આવી પહોંચ્યા છીએ, અહિંયાં કોઇ માનવી તો નજરે પણ પડતું નથી. વાઘ વરૂ આદ ઘાતકી પ્રાણીઓના ભયંકર શબ્દો ચારે તરફથી સાંભળવામાં

આવેછે, માટે ચાલો આપણે પાછા ફરીએ અને આ-
જનો રાતવાસો કોઇ પણ ગામમાં જઇને કરીશું."
એ સાંભળી મોટા ભાઇએ કહ્યું, "ના, આપણથી
એમ થાય નહીં, એમ કરવાથી આપણને લજ્જા લાગે.
આપણે ક્ષત્રિ પુત્ર છૈએ માટે પાછા ફરવું એ આપણું
કામ નથી." ત્યારે કનિષ્ઠ ભાઇ બોલ્યોકે, "ભાઇજી, હું
બાળક છોં તેથી ભૂલીને આપને એવી લજ્જાસ્પદ વા-
ત કરવાને કહ્યું, તે ક્ષમા કરજો. પણ હવે આ સામે
કંઇ સરોવર જેવું દેખાય છે તેના કિનારાપર આપણે
મુકામ કરીએ." પછી આગળ જઇ તે રમણીય જ-
ળાશય ઉપર જઇ પડાવ નાંખ્યો. ઘોડાઓને પાસેના
ઝાડસાથે બાંધી ચંદીના તોબરા વળગાડી દીધા; પ-
છી કસુંબો લીધો, અને પાસે જે કંઇ ટીમણ હતું તે
છોડ્યું. ત્યારે મોટો ભાઇ કહેકે "અભયસિંહ, હું ત-
ળાવમાંથી આપણે સારૂ પાણી ભરી લાવું છું." એ
સાંભળી નહાનાએ કહ્યું, અરે ભાઇજી, એ શું બોલ્યા,
આપ મારા વડિલ છતાં હું બેસી રહું અને તમો પા-
ણી ભરવા જાઓ એ તદન અયુક્ત વાત છે. માટે
હું તમને નહીં જવા દઊં. પછી મોટો કહે, "ભાઇ,
પ્રવાસમાં કોઇ નહાનું મોટું ધારવું નહીં. વળી તું
પણ અર્ધ રાજ્યનો હકદાર છે, અને વળી નહાનો છે
તેથી એકલો મોકલાય નહીં, માટે હુંજ જાઊં છૌં."
પણ અભયસિંહ ન માનતાં પોતે પાણી ભરવા તળાવમાં
ઉતરયો. હાથપગ ધોઇ પાણી પીધું. ને સુરાઇ ભરી
ઉપર આવવા જાયછે તો પાળઉપર ડાબી બાજુએ મ-

હિષાસુરીનું તથા જમણી બાજુએ કાલિકાનું સ્થાનક જોયું. જમણી બાજુની ખડા ઉપર કંઇ લાલ અક્ષરો દેખાયછે તે ધ્યાન દઇ વાંચ્યા તો તેમાં એવી મતલબ હતી કે—'આ ઠેકાણે કોઇએ ઉતરવું નહીં; ને તળાવનું પાણી પીવું નહીં; આસપાસના લોકો ભય જાણે છે તેથી અહીં કોઇ આવતું નથી, પણ અજાણ્યાને સમજ પડવા સારૂ આ અક્ષર લખ્યા છે; તે માતાના અક્ષરજ સમજવા, વાંચીને જે નહિ ગણકારતાં રહેશે તેનો જીવ ખચિત જોખમમાં પડશે.' અભયસિંહે તો પાણી પીધેલું એટલે તે મનમાં દિલગીર થયો, પણ વિચાર્યુંકે મેં અજાણપણે પીધું તેનો તો દોષ નહીં, પરંતુ મોટાભાઇને વારૂં. એમ કરી માનસિંહ પાસે આવીને તેને સઘળી હકીકત કહી. વળી તેણે કહ્યું, "ભાઇ અહિંયાં આપણને રહેવું યોગ્ય નથી. મહાદેવી સાક્ષાત્ અંબિકા–મહિષાસુરીના લેખછે, તે કંઇ ખોટા થાય નહીં; એટલામાટે જાણી જોઇ કુવામાં પડવું એ ડાહ્યા માણસનું કામ નથી. ચાલો આગળ કોઇ બીજે ઠેકાણે જઇ મુકામ કરીએ." એ સાંભળી માનસિંહ બોલ્યો, "ઘેલા, એ તું શું કહેછે? સાંભળ—

વાંચીને થઇએ વેગળા, એતો ક્ષત્રીવટને ખોડ;
અહીંથી કેમજ ચાલીયે, મર થઇ જઇએ ચકચોટ.
આગે બળી અર્જુનતણો, અને નાઠા કેરો નીમ;
પાંડવ જો પાછા હઠે, તોતો ભારત લાજે ભીમ.

આતો ફક્ત અક્ષરજ છે, પણ જોકે હજારો ઘોડે

ત્યારે નાગી તરવારો સાથે ધસી આવે તોપણ નાસે એવું આપણું કુટુંબ નથી." એમ કહી બંને જણાએ પાસેનું ભાતું ખાધું, ને તેજ તળાવનું પાણી પી નિશ્ચિંતપણે બેઠા. હવે રાત્રી પડી ને અંધારૂં થયું. આ પખવાડીયું અંધારીયું ને વળી બારશ તેરશનો દિવસ એટલે ચંદ્રમાતો કયાંથીજ ઉગે, પણ આકાશમાં બીજા ગ્રહો નક્ષત્રો અને રાશિચંદ્રના તેમજ અન્ય તારાઓ પૂર પ્રકાશમાં એક પછી એક પ્રકાશી રહ્યા હતા. જેમ જેમ વખત જતો હતો તેમ તેમ તેઓ વધારે સ્વચ્છ રીતે માલમ પડતા હતા. દિવસે અત્યંત સુશોભિત અને આંખને થંડક આપનારાં વૃક્ષો આવખતે કાળા ડુંગરો જેવાં લાગતાં હતાં. દિવસે સૂર્યનાં કિરણો પડવાથી કાચનીપેઠે ચળકતાં પ્રતિબિંબ આપતું સરોવરનું જળ પણ આસમયે બિલકુલ દેખાતું નહોતું, પણ તેમાં દેડકાં ડરક ડરક એવો શબ્દ કવચિત કરતાં હતાં, તેથી અજાણ્યાને માલમ પડે કે આ સ્થળે કંઇ જળાશય હશે. દિવસના પોતાના માળાઓને મુકી અનંત આકાશમાં તેમજ ચારાને માટે એક સ્થળેથી બીજે સ્થળે આનંદમાં ઉડતાં ને રૂડા શબ્દો ચ્ચારો કરતાં જાત જાતનાં પક્ષીઓ, પણ આ સમયે પોત પોતાના નિવાસે આવી નિંદ્રાવશ્ય થવા લાગ્યાં હતાં. મૃગને આદે લઇ નાના પ્રકારનાં વનપશુઓ, જેઓ દિવસે પોતપોતાના જુથ્થમાં રહી ચારો ચરવાને આમથી તેમ દોડાદોડ કરી મુકેછે, અને જેઓ તેમના ચિત્રવિચિત્ર દેખાવથી વનના શણગાર

રૂપ થઇ પડેછે તેઓ પણ આસમયે શાંતપણે સા
સૌને આશ્રમે ભરાઇ બેઠાં હતાં. વાયુ પણ તદન શાં-
ત હતો. એકંદર જોતાં વનમાં સઘળું શાંત હતું પણ
નિશિચર પશુઓનો હવે જાણે દિવસ ઉગ્યો હોય
તેમ તેઓ ધીમે ધીમે બહાર નિકળવા લાગ્યાં. શિ-
યાળિયાં ઘડીયે ઘડીયે રાડો નાંખતાં હતાં, ફાલુ વચ્ચે
વચ્ચે ભયંકર શબ્દ કરતી હતી; વરૂઓ કોઇ કોઇ સ્થળે
ચિચિયારી નાંખતાં હતાં; સિંહો રહી રહીને મહાભ-
યંકર બરાડો મારી રહ્યા હતા, કે જે ગમે તેવા શુરવીર
નરનાં અંતઃકરણ ધડકાવે તેવી હતી; ચિત્તાઓ નિંદ્રાવશ્ય
થયેલાં પ્રાણીઓને બોમાંથી ઘસડી કાઢી નાસાનાસ
કરતા હતા. ઝેરી સર્પો પોતાના રાફડાઓમાંથી ની-
કળી ફુંફાડા મારતા સરસરાટ ચાલ્યા જતા હતા.
વૃક્ષો પરના ઘુવડો તો જાણે રાતના રાજાજ હોયની,
તેમ એક બીજા સાથે કાનને કંટાળો આપે એવા
ઉચ્ચારોથી સંવાદ કરવા માંડ્યા હતા. ચિબરીયો પણ
ખૂબ કચકચાટ મચાવી દઇ ઘુવડોને મદદ આપતી
હતી. એવી રીતે દિવસે જોતાં જે દુઃખાર્ત મનુષ્યના
મનને પણ આનંદ આપનારૂં એવું રમણીય વન
તે તે આવખતે મહાભયંકર રૂપ ધારણ કરી રહ્યું
છે. તેવે સમયે આપણા માનસિંહ અને અભયસિંહ
બંને કીશોર વયના અતિ સકોમલ રાજપુત્રો, કે જે-
ઓને હાં કહેતાં હજારો અનુચરો હાજર થતા હતા,
જેમના મ્હોંમાંથી વચન નિકળતાં પેહેલાં દાસ દાસી
ઓ ઝીલી લેતાં હતાં, જેઓને માટે સુંદર બાગબગી-

ચાઓથી વિંટાયલા અને ઘણાજ સુશોભિત એવા રંગમેહેલો હતા, જેઓના ખાનપાનાદિને માટે અમૃત સમાન પદાર્થો બનતા હતા, જેઓ પુષ્પથી બિછાવેલી શય્યામાં સૂતા, અને તે વખતે જરાક ખુંચે તેવી કળી હોય તો તરતજ દાસીની પાસે કઢાવી નાંખતાં હતાં; એવા કોમળ અંગવાળા અને ઐશ્વર્યવાન રાજપુત્રો આ સમયે પ્રારબ્ધાનુસારે આવા ભયંકર અરણ્યમાં ઘોર રાત્ર સમયે જમીનના બિછાનાપર સૂવાનો વિચાર કરેછે!

કહ્યું છે કે—

કર્મતણે કાગળ લખ્યા, તેતો મિથ્યા લેખ ન થાય;
રંક મટી રાજા બને, અને રાજા રંકજ થાય.
અવધપુરીનારે રાજીયા, અને દશરથ કેરારે તંન;
કર્મ તણે ભોગે પડી, ચૌદ વર્ષ પધારયા રે વંન.

હવે અભયસિંહ મોટાભાઇને કહેછે, "ભાઇજી, આપણે બંનેએ એકે સાથે સૂવું નહીં. કારણ આ અઘોર વન છે, વ્યાઘ્રાદિ અરણ્યપશુઓનો પણ ભય છે, ને વળી વનદેવ્યા અંબિકાનું લેખી વચનછે, માટે ઘણા સાવધ રહેવાની જરૂર છે; તેથી કરીને આપ સૂઇ જાઓ અને હું જાગરણ કરૂંછું." એ સાંભળીને માનસિંહે કહ્યું, "પ્યારા, તને કનિષ્ઠને નિંદ્રા વધારે હોવી જોઇએ માટે તું સૂઇજા હું બેઠો છૌં." પણ અભયે નહિમાનતાં ફરી કહ્યું, "તમે થોડીવાર સૂઇજાઓ, પછી તમને ઉઠાડીને હું સૂઇશ." એથી માનસિંહ તો સૂતો. બનાત પિછોડી તા-

ણીને ઓઢી, ને નિંદ્રાવશ્ય થયો. હવે અભસિંહ હાથમાં ઉઘાડી તરવાર લઇ ચોકીકરેછે; પોતાની સરાજ મને અઢેલીને બેઠોછે. પિછોડી અડધી ઓઢીછે; એમકરતાં મધ્યરાત્ર વ્યતીત થઇ ગઇ. એવામા એક કૌતક બન્યું! વનદેવ્યા અંબિકા અને કાલિકા બંને વનચર્ચા જોવાને બહાર નિકેળલાછે; સિંહપર સ્વારી કરી હાથમાં ચકચકિત ઉઘાડાં ખડગો ધારણકરેલાંછે; બિજા હાથમાં દુષ્ટ દૈત્યોના નાશરૂપ ખપ્પર લીધેલુંછે; એકેકા હાથમાં બળતી શિગડીઓ રાખેલીછે —એવા ભયંકર રૂપ સહિત ફરેછે; એવામાં તેઓ પેલા રાજકુંવરની દૃષ્ટિએ પડયાં. આવું વનદેવીનું વિકરાલરૂપ જોતાંજ અભયસિંહતો સોડ તાણીને સૂઇ ગયો, ને વિચાર કરવા લાગ્યો કે, એ મહામાયાની સામે સમગ્ર દેવ અને દૈત્યો હાર પામ્યાછે, તો આપણું શું ગજું? માટે માતાની ઇચ્છા હોય તે કરે— એવા વિચારમાં ભાઇનીજોડે સૂતો છે એટલામાં ફરતાં ફરતાં તે યોગિણીઓ તેમની નજીક આવી તો બંને પુરુષો સૂતા દીઠા. એ જોઇ મહિષાશુરી (અંબિકા) કાલિકાપ્રત્યે કહેછે, "બાઇ, આ સ્થળે માનવ કદીપણ આવતું નથી, ને કદી આવેછે તો અહિંયાં કદી ઉતરતું નથી, પણ આજેજ આ બંને પુરુષો અહીં સૂતેલાછે! એ લોકો અજાણ્યા હોવાથી આપણા સિંદુરના અક્ષરો તેમના વાંચવામાં આવ્યા નહીં હોય માટેજ તેમણે અહીં ઉતારો કીધોછે. ને વાંચ્યા હશે તો તે નહિં ગણકારતાં હઠીલા થઇ અહીં પડ્યા હશે, મા-

ટે એઓનો આજે આપણે ભક્ષ કરવો." એ સાં-
ભળી દેવી કાલિકા બોલ્યાં, "બેહેન એ તું શું બોલી?
તું તો સાક્ષાત્ અંબિકા—મહામાયા—જગત્માતાછે
તુને એ પ્રમાણે બોલવું યોગ્ય નથી. આ સુતેલા
પુરુષો તો દૈત્ય નથી પણ મનુષ્ય છે, અને તેઓને તો
આપણે શરણે આવેલા જાણી તેમની રક્ષા કરવી
જોઇએ. એઓ શું કંઇ આપણા સરખે સરખા છે કે
એમની સાથે યુદ્ધ કરી આપણે તેમનો ભક્ષ કરીએ?
એઓએ જોકે ભલે હલકાઇ વાપરી તો પણ આપણે-
તો મોટાં છીએ તો તેમને ક્ષમાકરી રક્ષણ કરવુ
જોઇએ. કીડી, મચ્છરો હાથીને નુકસાન કર્ત્તા થઇ
પડેછે, પણ તેઓ કદાચ હાથીના પગતળે આવે
તો હાથી તેમને મારતો નથી." ત્યારે મહિષા-
સુરી બોલ્યાં, "તું કહેછે તે ખરૂં, પણ ત્યારે તેઓ
જો મરે નહિ તો આપણા લેખ ખોટા થાય; ને
તેથી સર્વ સ્થળે અપકીર્ત્તી થાય. પણ તું તો તેમ-
ને ઉગારવા કહે છે! ત્યારે કાંતો તેઓ મરે, ને કાં-
તો આપણા લેખ ખોટા થાય." ત્યારે મહાકાલી બો
લ્યાં કે, "તેઓ ઉગરી પણ શકે અને આપણા અક્ષ-
ર પણ ખોટા નથાય એવું કંઇ કરવું જોઇએ. જો!
આ બંને ભાઇઓમાંનો એક જાગતો છે તે જો હું
કહુંછું તે સાંભળી બરાબર તે પ્રમાણે વર્ત્તે તો તેઓ
ઉગરે ખરા. એટલું છતાં પણ આપણા લેખ તો ખો
ટા થાય નહીં માટે જાગેછે તે તો મરશેજ, પણ જો તે
પોતાના ભાઇને વાત નહિ કહે અને આપણે કહીએ

છીએ તે પ્રમાણે ચાલશો તો મોટોભાઇ ઉગરશે. તે એમ કે, આ વનમાં એક મોટો મણીધર સર્પ રહેછે, તે આપણા અહીંથી ગયાપછી વનમાં ભક્ષ શોધવા નીકળશે. તે પોતાના માથાનો મણી કાઢીને આ લોકોની નજીકમાં મૂકીને કેટલેક દુર ચારા માટે જશે. એટલે તરતજ તે માણસે ઉઠીને તે મણીપર આ પડેલી પથ્થરની કુંડી ઢાંકી દેવી, ને ઝાડપર ચઢી જવું. સાપ પાછો આવી જોશે તો મણી નહિં દેખાવાથી શોધવા માંડશે; પછી કુંડી નીચે અજવાળાનો ઝણઝણાટ જણાવાથી જાણશે કે કોઇ જાનવરે કુંડું ઢોળીપાડ્યું હશે, માટે તેની સાથે શું લઢવું? પછી તે કુંડીને સમી કરવા માટે તેપર ઘણીવાર પોતાનું ફેણ પછાડશે, પણ તે ફુટશે નહીં, એટલે રીસ ચડાવી જોર કરી એક, બે નેત્રણ ચોટ મારશે કે લાગલીજ તેના મ્હોંમાંથી ઝેરની કોથળી ઢલવાઇ જશે. આથી મુર્છા આવીને સર્પ મૃત તુલ્ય થઇ પડશે કે તરતજ તે માણસે ઝાડપરથી ઉતરી પોતાના ખડગવડે તેના કડકે કડકા કરી નાંખવા. પછી મણી લઇને પોતાના ભાઇની પાઘડીએ તેને જણાવ્યા વગર બાંધવો. એ પછી ઘણીકવારે એ નાગની પત્ની નાગણીને વિચાર થશે કે હજુ સુધી મારો સ્વામી કેમ આવ્યો નહી. હમેશના કરતાં આજે ઘણું મોડું થઇ ગયું છે માટે મારે એની શોધ કાઢવા જરૂર જવું જોઇએ. પછી તેણી શોધતાં શોધતાં નાગને અહીં આગળ મુવેલો જોશે તેથી મનમાં વિચાર કરશે કે એની સાથે બળીમરૂં. પણ બીજો વિચાર એવો કરશે

કે અરે! મારા પતિને મારનાર દુષ્ટ કોણ હોવો જોઇએ? તેને શોધીને સ્વામીનું વેર લેવા માટે તેને પ્રથમ મારવો ને પછી પોતે સહગવન કરવું. તેથી આ જે જાગતો છે તેને નાગણી દંશ દેશે તેથી એ મરી જશે એટલે આપણા અક્ષર ખરા ઠરશે. જો એનો મોટો ભાઇ એને બાળે નહિ અને તેના સબને છોડીને એકલોજ ચાલ્યો જાય તો અહિંયાં આજથી ત્રીજે દિને લાખા વણજારાની પોઠ આવવાનીછે, તેમાં તે વણજારાની પુત્રી મહા સતી છે કે જેના પુણ્યવડે કરીને એ મરનાર પાછો સજીવન થશે અને તેથી કરીને મારૂં વચનપણ સાચુંજ રહેશે. પછી જુદાપડેલા એ બંને ભાઇઓ ત્રણ વરસે ચંદ્રાવતી નામની નગરીમાં એકઠા થશે. " આટલું કહી બંને વન દેવ્યા પોતાને સ્થાનકે ચાલીગઇ. તેમણે કહેલું સર્વ ભવિષ્ય વૃત્તાંત સુતાંસુતાં અભયસિંહે યથાર્થ સાંભળી લીધું હતું, માટે તે તો તુરતજ સચેત થઇ મોટોભાઇ સૂતેલો હતો તેનાપર બનાત અને પિછોડી ઓઢાડી દઇ, પોતાનું ખડગ મ્યાનમાંથી કાઢી કટ કટ પાસેના આંબાના ઝાડપર ચઢી ગયો. તે ત્યાં બેઠેલોછે એટલે થોડીક વારમાં પેલો નાગ આવ્યો, ને તેમની પડખે મણી મૂકી ચારો શોધવા લાગ્યો. શોધતાં સોધતાં તે ઘણે દુર નિકળી ગયો હસે કે તુરત અભયસિંહે ઝાડપરથી ઉતરીને નીચે આવ્યો, ને પોતાની સરાજમમાં એક મજબુત પથ્થરની કુંડી હતી તે પેલા મણીપર ઢાંકી લાગલોજ ઝાડપર ચઢી ચુપ થઇ બેઠો. હવે જયારે પોતાને અને પોતાના કુટુંબને પુરતો

ભક્ષ લઇ નાગ પાછો આવ્યો ત્યારે મણી તેના જોવામાં ન આવવાથી તે ઘણો આકુળ વ્યાકુળ થઇ ગયો અને મણીને આમ તેમ શોધવા લાગ્યો. શોધતાં શોધતાં કુંડી નીચે કંઇ અજવાળું જણાયું, તેથી પારખ્યું કે મારો મણી અહીંજ છે. પછી વિચાર કરયો કે માણસતો કદી અહીં આવવાનો સંભવ નથી માટે કોઇ પશુએ લાત મારી કુંડી ગબડાવી દીધી હોય એમ ભાસે છે તો તેની સાથે શી રીશ કરવી. એ કુંડીજ ભાગી નાંખું એટલે મણી લેવાશે. આવી ધારણાથી ખૂબ જોર કરી તે કુંડીપર પોતાની ફેણના ત્રણ ચાર ઝપાટા લગાવ્યા, પણ કુંડી સખત પાષાણની એટલે તે નહીં ફુટતાં ઉલટી સર્પનેજ હાનીકારક થઇ પડી. તેના મ્હોંમાંની ઝેરની કોથળી, બહુવાગવાનેલીધે બહાર ઠલવાઇપડી, અને મૂર્છા આવવાથી સર્પ ગુલાંટ ખાઇ શિથિલ થઇને પડયો. આ જોતાંજ અભયસિંહે પોતાનો દાવ સાંધ્યો, અને ઝટ નીચે ઉતરી આવી શસ્ત્રવડે નાગના શરીરના ટુકડા કરી નાંખ્યા. હવે પેલા મણી કુંડી નીચેથી લઇ લીધો, ને માનસિંહને માલમ ન પડે તેવી રીતે તેની પાઘડીને છેડે સંભાળથી તાણી બાંધ્યો. પછી તેને ઉઠાડવાને માટે મોટાભાઇના પોતે પગ ચાંપવા માંડયા, જેથી માનસિંહ તુરત જાગીઉઠયો, નેબોલ્યો, " અરે! ભુંડા, અભય તેં આંટલી બધી વાર થઇ તોપણ મને જગાડયોજ નહીં ?" ત્યારે તેણે કહ્યું, "કંઇ ચિંતા નહીં. પણ આપણે હવે અહીંયાંથી ચાલો. બીજે સ્થળે જઇ મુકામ કરીએ; આપણે આટલીવાર સુધી અહીં રહયા

એટલે તમારૂં મોટપ રહ્યું, માટે હવે દેવીનું વચન માન્ય રાખવાને આપણે જરૂર અહીંથી આગળ જવું જોઇએ." મોટાભાઇએ મનમાં વિચાર કરયો કે, એ ખરૂં કહેછે. વખતે રાત્રે એ એકલો જાગતો બેઠો હતો તેથી કંઇ તેના જોવામાં આવ્યું હશે. વળી આટલીવાર અહીં સૂતા તેથી મારી હઠ પણ પળી માટે હવે અહીંથી જવામાં કંઇબાધ નથી એમ સમજી તુરત ઘોડા છોડયા, ને સામાન લાધી તૈયાર કીધા. ચડપો ચડપ બંનેજણ સ્વાર થયા અને ચાલતી પકડી. ચાલતાં ચાલતાં સહજમાં ચાર પાંચ કોશ તેઓ નિકળી ગયા, અને હજુસુધી સવાર પડવાને ઘણી વાર તેમજ જંગલ પણ તેમનું તેમજ આવતું હોવાથી તેમણે ત્યાં આગળ ઘોડેથી ઉતરી મુકામ કરયો. ઘોડા બાંધ્યા, અને સામાન ઉતારી માનસિંહે, અભયસિંહને કહ્યું, "પ્યારા, હવે તું સૂઇ જા, કારણકે ઘણો થાકેલો છતાં, આખી રાતનો તને ઉજાગરો છે." નાહાનાએ કહ્યું, "હા ભાઇ આપની આજ્ઞા પ્રમાણે તેમજ કરૂંછું." એમ કહી પિછોડીની સોડ તાણી બનાત ઉપર ઓઢી સારીપેઠે લપેટાઇને સૂતો. મોટો ભાઇ ખડિયાને અઢેલી નાગી તરવાર હાથમાં લઇ ચોકી કરવા બેઠો. હવે અભયસિંહ સૂતો ખરો, પણ તેને ઊંઘ આવતી નથી, ને હૃદય ધડક ધડક થયા કરેછે; કારણકે એને પેલી નાગણી દંશ દેશે એવા ભવિષ્યનો મોટો ભય છે. તે સૂતાં સૂતાં વિચાર કરવા લાગ્યો કે, ભવિષ્યના લેખ અર્થાત્ વનદેવ્યાનું

સરોવરપર કહેલું ભવિષ્ય કંઇ ખોટું નથી; ઇણુ આ-
પણુ તો તે મહામાયા જગત માતુશ્રીને શરણુ પડયા
છીએ. એની લાજ એને છે માટે જોઇએ તો ઉગારે
ને જોઇએ તો મારે. એવો નિશ્ચય કરી નચિંતપણુ ઊં
ઘી ગયો. ઇશ્વરને કર્તવ્યજ છે, તેથી એને જેવી ઊંઘ
આવી કે તુરત તેનો મોટો ભાઇ, કે જે ખડિયાને
અટકણુ દઇ ચોકી કરવા બેઠો હતો તે પણુ ઘોર
નિંદ્રાવશ થયો. હવે પેલો મણીધર નાગ ઘણીવાર
થઇ છતાં પોતાને આશ્રમે નહિ આવવાથી, વ્યાકુલ
થઇને નાગણી પોતાના પતિની શોધ કરવા નીકળી.
શોધતાં શોધતાં ઘણેક દૂર અર્થાત્ પેલા સરોવર
તટપર આવી તો પોતાના સ્વામીને મરણાધીન થયેલો
જોયો. તેના શરીરની આવી દુરવસ્થા જોઇ નાગણીને
આખે શરીરે ક્રોધાગ્નિ પ્રજ્વલિત થયો. પોતાના મ-
ન સાથે તેણી બોલી, "અહા દૈવ, કોણુ મહા દુષ્ટનું
કૃત્ય હશે? અરે! કોણુ પાપીએ મારા નિર્દોષ પતિનો
ઘાત કીધો હશે? પણ તે મારા પતિનો શત્રુ ગમેતે
હો, પ્રથમ તેને શોધી કાઢી, સ્વામીનું વેર લઇ પછી
થી હું સહગમન કરીશ. આમ વિચાર કરી ત્યાં આ-
સપાસ જોવા લાગી તો જમીનપર માણસ અને ઘો-
ડાનાં પગલાં પડેલાં તેની દૃષ્ટીએ આવ્યાં. એ પગલે
પગલે તેણી છેક સુધી બંને રાજકુંવરો જ્યાં આગળ
નિંદ્રાવશ થયેલા છે ત્યાં આવી પહોંચી. ત્યાં આવી
જુએ છે તો બંને જણને જોડે સૂતેલા જોયા. ત્યારે
વિચારમાં પડી કે, આ બંનેમાંથી એકાદો મારા પ-

તેને મારનાર હોવો જોઇએ, કંઇ બંને જણાએ તો તેને મારયો નહિંજ હોય. માટે જે ખરો વેરી છે તેનેજ દંશ દઇશ. પછી શત્રુની પરીક્ષા કરવાને પ્રથમ તે મોટા ભાઇની છાતીપર ચઢી, ને તપાસી જુએછે તો માનસિંહ નિશ્ચિંતપણે સ્તબ્ધ થઇ ઊંઘેલો છે તેથી તેનું હૃદય તદ્દન શાંત છે. એમ લાગવાથી એ મારા પતિનો શત્રુ નહીં, એમ ધારી ત્યાંથી ઉતરીને નહાના ભાઇના હૃદયપર ચઢી. અભયસિંહ જોકે ઊંઘી ગયોછે ખરો, પણ અંતઃકરણમાં નાગણી વિષેની ઊંડી બીકથી તેનું હૃદય ધડક ધડક ઉછળી રહ્યુંછે. આ જોઇ નાગણીએ જાણ્યું કે જરૂર આજ મારા નિરપરાધી પતિનો ઘાતકર્ત્તા છે. પછી અત્યંત ક્રોધા વેશમાં આવી તેના જમણા પગને અંગુઠે દંશ મારયો. તુરતજ ઝટકો લાગવાથી અભયસિંહ જાગી ઉઠયો, અને જુએ છે તો સરરર કરતી પાણીના રેલાની માફક નાગણી ચાલી જતી તેણે જોઇ. પગમાંથી લોહીની ધારા ચાલવા માંડી અને તુરતજ તેનાં ગાત્ર ઢીલા પડવા લાગ્યાં. આ બનાવ જોઇ એણે હરિસ્મરણ કરયું, અને વિચાર કીધોકે, જે બનવાનું હતું તે તો બન્યું. પ્રારબ્ધ જરાએ ટળતું નથી. પણ માતાએ ભવિષ્ય વચન કહ્યા પ્રમાણે મારો ભાઇ મને મુએલો જોઇ બાળી ન નાંખે એવો કઇ ઉપાય કરવો જોઇએ. તેથી દાંત પીસી ઝટલઇ ઉઠયો અને પાસેના ઝાડમાંથી એક સોટી કાપી લાવ્યો, પછી પગમાંથી વેહેતા લોહી વડે પોતાના હાથપર અને કાંડા

પર નીચે પ્રમાણે લખ્યું.— "પ્યારા ભાઈ, જો આપ મારા ભાઈ હો, મને પૂર્ણ પ્રીતિથી ચહાતા હો, તમો અજીતસિંહના પુત્ર હો, ને જોધપુરની ગાદીના વારસ હો તો મારા શબને અગ્નિ સંસ્કાર કરતા નહીં, પણ એમને એમજ મૂકીને ચાલ્યા જજો." * આ પ્રમાણે લખી હાથ ખુલ્લા મૂકી અંતઃકરણમાં જગત્ કર્તા પ્રભુનું ચિંતવન કરતો ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામતા નાગણીના ઝેરથી ઘેરાઇ ગયો. અને કંઠ સુકાઇ જઈ જીહ્વા ટુંકી પડવાથી, તથા રગે રગ અને રોમે રોમ શિથિલ થઇ જવાથી મુડદું થઇ પડયો.

સવારનું ઝળઝળું થતાંજ માનસિંહ જાગ્યો, ને ઉઠી દાતણપાણી કરયાં એટલામાં કસુંબા વખત થઇ. સૂર્યોદય પણ થયો ને ઘડીક દિવસ ચડયો એટલે વિચાર કીધોકે, ભાઇને ઉઠાડું. એથી બે ચાર વાર હાક મારી પણ ઉઠે કોણ! ત્યારે ધારયું કે બિચારો થાકેલો પાકેલો છે ને વલી ઉજાગરો કરયોછે તેથી ભલે ઘડીવાર સૂઇ રહે, જતી વખતે ઉઠાડીશ. એમ કરી ઘોડાઓને પંપાળયા, જરા આણીગમ તેણીગમ હરફર કરી એટલે લગભગ ચાર ઘડી દિવસ ચડયો. તેથી પાછું મનમાં આવ્યું કે, હવે ભાઇને ઉઠાડું. તેથી કેટલીક હાક માર્યા છતાં તે ન બોલ્યો એટલે તેને ખુબ ઢંઢોળ્યો, અને એમ કરતાં પણ અભયસિંહ નહિ બોલવાથી માનસિંહે તેની ઓઢેલી પિછોડી તાણી લીધી ને મ્હોં ખુલ્લું કર્યું. જુએછે તો અભયસિંહને મુએલો દીઠો! આવો દેખાવ નજરે પડતાંજ

માનસિંહને એકાએક મૂર્છા આવી, ને ઘણીવાર સુધી તેનો આત્મા અચેતનઅવસ્થામાં રહ્યા પછી કેટલીક વારે તે શુદ્ધીમાં આવી અત્યંત કલ્પાંત કરવા લાગ્યો. "અહો ! પ્રભુ ! હે ઇશ્વર ! હા, જગત્કર્તા ! મારા કંગાલના ઉપર આ શું દુઃખનો ડુંગર ઢોળી પાડયો ? અરે, મને મરતાને સામટોજ મારયો કે ? અરે, મને પડતાનેજ પાટુ મારી કે ? હા, દૈવ ! મારૂં કર્મ ફુટીજ ગયું કે ! "પણ ઘડીકવાર સ્તબ્ધ સરખો રહીને ઓચિંતો બોલ્યો," અરે, આ હું સઘળું સ્વપ્નમાં તો નથી જોતો ? થોડીકવાર પેહેલાં તો અમો બંને જણ સાથે આવીને સુતેલા છીએ અને એટલી વારમાં હું આ મહા ખેદકારક અસંભવનીય બનાવ કેમ જોઊં છું ? અરે, વાહાલા ભાઇ, તને એકાએક આ શું થઇ ગયું ? અરે પ્યારા, મને આ રણવગડામાં મૂકી એકલોજ ચાલી નિકળ્યો ? "સૂર્ય નારાયણ તરફ ફરીને" હે જગતના નેત્રરૂપ ભગવાન, આ મારા નિરપરાધી લાડવાયા ભાઇને જાગ્રત કરો, હે વન દેવી, તેં મારા અંતઃકરણ સમાન પ્યારા બંધવને ભક્ષ કરયો તો તેને માટે મનેજ ખપ્પરમાં લઇ તેને સજીવન કર. અરે ઇશ્વર, આ કેવો અન્યાય, મારે અપરાધે એને દેશવટો થયો; એણે મને ઘણોએ વારવા છતાં મેં ન સાંભળ્યું જેથી પિતાની શિક્ષાને પાત્ર થઇ મારે લીધે એને પણ વિદેશગમન કરવું પડયું, અને તેમાં વળી હે ઇશ્વર, આ શો જુલ્મ થઇ ગયો ! અરે, મારા વપલા, જયાં સુધી તું મારી સાથે હતો ત્યાં સુધી મને

વિદેશ છતાં સર્વ જાતનું સુખ હતું. અરે, હવે હું મૂ-ર્ખની શી ગતી? મને સન્માર્ગ કોણ બતાવશે? અરે, મારા પ્યારા બંધવરૂપી રત્ન જતાં હું દુષ્ટ હવે શાને જીવું છું? હે ઇશ્વર, શું હવે એને તું બેઠો નહી કરે? અરેરે ભાઇ, ઓ મારા વહાલા ભાઇ, રે મારા લાડકવાયા ભાઇ, શું મારી સાથે હવે તું એકવાર પણ નહીં બોલે કે?" આવું આવું ઘણું એક કલ્પાંત કરતાં છેક મધ્યાન્હ થઇ ગયા. રડતાં કકળતાં તેણે હવે તે શબને અગ્નિસંસ્કાર કરવાનો નિશ્ચય કરચો, ને તેની સાથે પોતે પણ બળીજ મરવું એવા નિશ્ચયથી ત્યાંથી ઉઠચો, ને વનમાંથી સર્પણ એકઠાં કરી ચિતા ખડકી. હવે જેવો પોતાના ભાઇના શબને ચિતા આગળ લઇ જવા માટે ઊંચકવા જાયછે તો તેના હાથમાંના લોહીના અક્ષર જોયા. આથી તે ખંચાઇને ઉભો રહ્યો. ને તે વાંચી જોઇ બોલ્યો, "છટ, શું કેહેવાય! શું મને યોગ્ય છે, શું મારા કુટુંબને ઘટેછે? કે આવા ઘોર વનમાં મારા બાળસ્નેહી ભાઇનું શબ રઝળતું રાખી સસલાં શિયાળિયાંના ભક્ષને માટે મુંકી જાઊં? અરે, પણ એના લખવાનો હેતુ શું હશે? રે, મારો ભાઇ કેવો નિર્દય, કોણ જાણે એના મનમાં શું હશે કે આ પ્રમાણે લખી ગયો!" વળી વિચાર કરેછે "કોણ જાણે પરમેશ્વરની શી ઇચ્છા હશે; અરે, મારો અભયસિંહ તો ઘણો ચતુર હતો માટે કંઇ સદ્ વિચારથીજ લખી ગયો હશે, તેથી એનું વચન પાળી એને બાળવો તો નહીં—

દેશવટો દાદે દીધો, તેદી ભેળા હતા દો ભાઈ;
હરિ કરતાં સરવે બન્યું. હવે વછવા પડયા વનમાંઇ.

એમ કહી તેને પિછોડી ઓઢાડી. તેના ઘોડા ને રેશમની એકવડી દોરીથી ઝાડ સાથે બાંધ્યો. પછી પોતાનો ઘોડો તૈયાર કરી સ્વાર થયો ને નિસાસો નાંખી આંખમાં આંસુ આવ્યાથી તે બોલ્યો,—

કડવી હોજો લીમડી, શીતળ હોજો છાંય;
બંધવ હજો અબોલણા, તોય પોતાની બાંય.
ભાઇ મુવે ભવનવિસરે, બેની મુએ દશ જાય;
બાળાપણે માતા મરે, તેને ચોદિશના વા વાય.
સુખમાં તરિયા સાંભરે, દુખે સાંભરે માય;
માડી જાયો સાંભરે, જે દિ રણમાં વાગે ઘાય.

પછી ઘોડાની લગામ તેની ડોકપરજ છૂટી મુકી દીધી ને ઘોડા પ્રત્યે બોલ્યો,—

કાળજ સમ બંધવ ગયો, હવે હું જીવું શે કાજ;
મન માને ત્યાં ચાલજે, નવ જાણીશ મારી દાજ.

ઘોડો પણ જાણે આ બનાવ જોઇ અત્યંત શોકાર્ત્ત થયો હોય તેમ પગલાં તદન ઢીલાં ભરેછે. માનસિંહ પણ તેનાપર બાવરા જેવો બનીને બેઠેલો છે. તેને સઘળું સૂન્યકાર લાગેછે. ઘડીએ ઘડીએ નિસાસા નાંખેછે ને આંખમાંથી બોરબોર જેવડાં આંસુ ડળક ડળક નીકળી પડેછે. આવી હાલતમાં ચાલતાં રસ્તામાંનાં ઝાડ ઝાંખરાંને પૂછે છે; હે વનસ્પતી, તારામાં એવો કંઇ ગુણ નથી કે જેથી મારો મુવેલો ભાઇ ઉઠે ? સૂર્ય નારાયણને પૂછે છે, મહારાજ, આ જગત્‌માં

આથી સાચા અને પ્રત્યક્ષ દેવ તમે છો; તમે સર્વત્ર પ્રકાશ કરોછો; તમારાથી સૌ જીવેછે; તો તમારામાં પણ એટલું સત્ય નથી કે પેલા મારા ભાઇને જાગૃત કરો? એમ નદી, નાળાં, વાયુ વગેરે અવાચક પદાર્થોને પણ તે એમજ પૂછતો જાયછે. એવી રીતે ચાલ્યો જાયછે, પણ ખાતો નથી પીતો નથી, કયાંઇ ઉતારો પણ કરતો નથી, એવી બેશુદ્ધીમાં આવી પડેલો છે, ઘોડો પણ એકસરખો ચાલ્યોજ જાયછે; એમ કરતાં એક દિવસ વહી ગયો, બે થયા, ને ત્રીજે દિવસે કોઇ આડે રસ્તે પડી ગયો કે જ્યાં કોઇ ગામ નહીં, સીમ નહીં, વસ્તી નહીં, પણ માત્ર જંગલજ હતું. તે રસ્તે ચાલતાં કેટલીક વારમાં સમુદ્ર કિનારે આવી પહોંચ્યો. સમુદ્રનાં મોજાનો ધમધમાટ સાંભળી ઘોડો એકદમ ચમક્યો, ને ખંચાઇને ઉભો રહ્યો. આથી માનસિંહને શુદ્ધી આવી, ને સાવધ થઇ જોયછે તો માલમ પડ્યું કે ઘોડો સમુદ્ર જોઇને અટક્યો છે. એટલે તેણે ઘોડાને કહ્યું કે, "અરે, ભુંડા, તેં મારા દેશનું પાણી ખોયું? લુણ હરામ કીધું? માત્ર આટલાથીજ ભય પામીને તે તું શું ઉભો રહ્યો? અલ્યા તું તારો જીવ બચાવવાને ઉભો કે મારો! જો તારો જીવ બચાવવાને ઉભો હોયતો મને બેલાશક આ સમુદ્રમાં ફેંકી દે, ને સુખેથી તારે જયાં જવું હોય ત્યાં એકલો ચાલ્યો જા. એમ કહી ચાબુક ઉગામ્યો;

એમ કહી ઉગામ્યો કોરડો, વાળતાં લાગી વાર;
તરત તેજી તલખિયો, અને પડ્યો સમુદ્રમોઝાર.

ઘોડો એનાં તુંકારાનાં ને ઠપકાનાં વચન સાંભળી તરત છલંગ મારી સમુદ્રમાં પડયો, એટલે તો એક મહાન આશ્ચર્યકારક બનાવ બન્યો. સમુદ્રના જળના ઓઘ બંને બાજુએ થઇ જઇ વચ્ચે એક ઘોડે સ્વાર ચાલીશકે એટલો, અને છેક પેલેપાર સુધી લાંબો રસ્તો પડી રહ્યો. આનું કારણ એજ હતું કે માનસિંહની પાઘડીએ પેલો અત્યુતમ મણી, કે જેને માટે અભયસિંહે પોતાનો પ્રાણ ખોયો, તે બાંધેલો હતો. એ મણી પોતાની પાસેછે એમ માનસિંહને માલુમ ન હોવાથી ઉપરનો રસ્તો જોઇ તે ઘણોજ વિસ્મિત થયો. તે વિચાર કરવા લાગ્યો, "અરે, આ કેવો ચમત્કાર ? આ વાત હું પ્રત્યક્ષ જોઊં છું, પણ જો હું બીજાને કહું તો તે તેને ખોટી ગણી, મને ગાંડામાં ગણી કાઢે. હશે, ઇશ્વરના બાંધેલા નિયમો પ્રમાણે આ સંસારમાં સઘળું બન્યા કરેછે. એના કરતાં કોઇ ડાહ્યું નથી." આમ વિચાર કરતાં થોડીવારે સમુદ્રના સામા તટ પર આવી પહોંચ્યો. કીનારે ઉતરી, પાછી પોતાની મુસાફરી ચાલુ કરવાનો હતો, પરંતુ પોતાથી કેટલેક દૂર પણ સમુદ્ર કિનારા ઉપરજ એક વિશાળ નગર દેખાતું હતું, ત્યાં જવાનો તેણે નિશ્ચય કરયો. કારણ કે ઘણાક દિવસથી જંગલમાંજ રખડયા કીધું હતું, અને પોતાના ભાઇને મૂઆ પછીતો અન્ન કે જળ પણ મ્હોંએ લીધું ન હતું તેથી તે શેહેરમાં જઇ કંઇ ટીમણ કરી આગળ ચાલવું એવા વિચારથી તે ત્યાં ગયો. એ શેહેરમાં કોઇ લા-

લસિંહ કરીને મહાધૂર્ત્ત રાજા રાજ્ય કરતો હતો—યથા राजा तथा प्रजा એ કહેવત પ્રમાણે ત્યાંની પ્રજા પણ નાનેથી ઘરડાં માણસો સુધી સર્વ રીતે મહા ધુતારી હતી. અને તે રાજા પ્રજા સર્વેનો ધંધો પણ જે કોઇ તે શેહેરમાં આવે તેમને છળભેદ અને ધૂર્ત્ત વિદ્યાથી ધૂતી ખાવાનોજ હતો. આવા દુષ્ટ શેહેરમાં રાજકુંવર માનસિંહે પ્રવેશ કરયો.

પ્યારા વાંચનાર! હવે રાજકુંવર માનસિંહ તો આ ધૂર્ત્ત નગરમાં ભલે પ્રવેશ કરે. પણ બિચારા અભયસિંહનું શબ તે મહાવનમાં જેવી દુરવસ્થામાં પડેલું છે તેની શી ગતિ થઇ તે જરૂર જોવું જોઇએ, નહિંતો નિર્દયતા કરી કહેવાશે. અભયસિંહનો ભાઇ તેનું શબ એમનું એમ મૂકીને ગયો, તેને ત્રણ દહાડા થયા પછી એક લાખો કરીને મોટો વેપારી વણજારો હતો, તેની પોઠ હજારો ઊંટ, ઘોડા, બળદ, પાડા, ખચ્ચર વગેરે ભાર વેહેનારાં પ્રાણીઓ, જેમનાપર અનેક તરેહનો માલ લાદેલો હતો એ સહિત તે ઘોર અરણ્યમાં થઇ જતી હતી, તે ત્યાં આવી નીસરી.

હવે પ્રિય વાંચક, "તું શંકા કરીશ કે, આવું ઘોર અરણ્ય કે જેમાં ફાડી ખાનાર અને માત્ર પ્રાણીઓનાં શરીરનોજ ભક્ષ કરનાર પશુઓ સર્વથા વસેછે અને નિરંતર ભટક્યા કરેછે, તો તેમાં તે રાજકુંવર અભયસિંહનું શબ કેવી રીતે ત્રણ દિવસ સુધી રહી શક્યું હશે?" ત્યારે સાંભળ કે, અભયસિંહનો નિ-

મકહલાલ ઘોડો જેને માનસિંહ ઝાડ સાથે બાંધતો ગયો હતો, તે ઘણોજ બહાદુર હતો. તે રાત્ર દિવસ પોતાનો ધણી સૂતેલો છે એમ જાણી નિરંતર તેના શબની આસપાસ ફરીને ચોકી કરયા કરતો હતો. વળી વ્યાઘ્ર, સિંહ આદ બળવાન પશુઓ તો પોતાની મેહેનતેજ મારેલા શિકાર વગર બીજા અનાયાસે મળેલા શિકારને અડે પણ નહિ. તેમ હલકાં માણીઓ આ બળવાન અને ક્રોધાતુર અશ્વની નજદીકમાં પણ આવવાની હીમત શાનો ધરે. એવા કારણથી, અને વળી પરમેશ્વરની ઇચ્છા આગળ ઉપર એને સજીવન કરવાની હોવાથી તેના શરીરને કોઇ પણ તરેહની હરકત ન થતાં તે જેમનું તેમજ પડયું રહ્યું હતું.

હવે પેલી વણજારાની પોઠ ચાલી આવતી હતી, તેની શેપટ દૂરથી ઉડતી જોઇ અભયસિંહનો ઘોડો જાણે કોઈ કટક મારા સૂતેલા સ્વારને મારવા આવેછે એમ સમજયો. ઘોડો જાતે ઘણો બહાદુર અને વળી રાજવંશીનો છે એટલે તેને આ વખતે શૂરાતન આવ્યું. તે પોતાના ધણીને ઉઠાડવા માટે પગ પછાડે છે, ને ખોંખારે ખોંખાર મારી રહ્યોછે. આવો એકાએક ભયંકર હણહણાટ લાખા વણજારાનાં માણસોએ સાંભળ્યો, તેથી તેઓ એક બીજા પ્રત્યે કેહેવા લાગ્યા કે આજ સુધીતો આપણે જ્યારે ગયા છીએ ત્યારે આ વનમાં કોઇએ નજરે પડયું નથી; ને આજે તો જુઓની કોઇના ઘોડા જોરમાં હણ હણેછે!